# अमरुशतक

શ્રી બાલુભાઈ [redacted]
તરફથી સપ્રેમ [redacted]

મહાકવિ અમરુના મૂળ સાથે સમશ્લોકી અનુવાદ.

રચી પ્રસિદ્ધ કરનાર
**કેશવલાલ હર્ષદરાય ધ્રુવ,**
અમદાવાદ.

अस्त्वन्येषु रसेषु सत्सु विजयी शृङ्गार एको रसः ।
वामनभट्टबाणस्य ।

આવૃત્તિ ૪, પ્રત ૫૦૦. સં. ૧૯૭૫, સં. ૧૯૧૯.

મૂલ્ય 3/00



છાપનાર મોતીલાલ શામળદાસ,
યુનિયન પ્રિંટીંગ પ્રેસ કંપની લીમીટેડ, અમદાવાદ.

अमरुककवेरेकः श्लोकः प्रबन्धशतायते । भरतटीकाकाराः ।

मुक्तकेषु हि प्रबन्धेष्विव रसबन्धाभिनिवेशिनः कवयो दृश्यन्ते । तथा ह्यमरुकस्य कवेर्मुक्तकाः शृङ्गाररसस्यन्दिनः प्रबन्धायमानाः प्रसिद्धा एव । ध्वन्यालोकः । ३ । ७ ।

रसध्वनेरुपनिबन्धनक्षमा अमरुकप्राया एव महाकवयः । अर्जुनवर्मदेवः ।

मुक्तके । रसानुसारि रीत्यादि भूयादमरुके यथा । साहित्यसारः ।

चित्रमरुमरीचिकाशतैः सुतमां मुग्धधियो विमोहिताः ।
कामममरुमाधुरीझरीममृतास्वादसुखां धयन्त्विमाम् ॥ अनुवादकस्य ।

"The most important lyrical work is the *Amaru-cataka*, or 'Hundred stanzas of Amaru.' The author is a master in the art of painting lovers in all their moods, bliss and dejection, anger and devotion. He is especially skilful in depicting the various stages of estrangement and reconciliation. It is remarkable how, with a subject so limited, in situations and emotions so similar, the poet succeeds in arresting the attention with surprising turns of thought, and with subtle touches which are ever new."

Macdonell's *Sanskrit Literature.*

# પ્રસ્તાવના.

( ૧ )

बिना पूर्व कवि के हृदय से हृदय मिलाए अनुवाद करना शुद्ध झख मारना ही नहीं, कवि का लोकांतरस्थित आत्मा को नरककष्ट देना है.

श्रीहरिश्चंद्रकला, नाटक निबंध, पृष्ठ ४०.

અમરુના શૃંગાર રસથી ઊભરાઈ જતા શ્લોક રસિક અને વિદ્વાનોમાં બહુ વખણાયલા છે. આખ્યાનોનો દરિયો ડ્હોળ્યે જે રસ રૂપી અમ્રત મ્હેનતે મળે છે, તે આ શતકની એકેકી શ્લોકકળામાં રેલાઈ જાય છે. અમરુશતકે સંસ્કૃત સાહિત્યમાં અમરુનૂં નામ અમર કરી દીધૂં છે. એવી અપૂર્વ રસસામગ્રીવાળા કાવ્યના અનુવાદના સંબંધમાં પ્રયોજનની પ્રસ્તાવના પુનરુક્ત છે. તથાપિ અનુવાદના સામાન્ય ધોરણનૂં દિગ્દર્શન અપ્રસક્ત નથી—પરંતુ ઇષ્ટ છે, એમ જાણી તેનૂં અહીં સંક્ષેપમાં સૂચન કરૂં છૂં.

કાવ્યનો આત્મા જે ધ્વનિ મનાય છે, તેનો સાક્ષાત્કાર કરાવવાનો અહીં મારો મુખ્ય પ્રયાસ છે. આ પ્રયાસમાં પ્રસિદ્ધ સાંપ્રદાયિક પાઠ જ્યાં જ્યાં સંગતિ અને ઔચિત્યના વિરુદ્ધ જણાયા, ત્યાં ત્યાં ગ્રંથાંતરમાંથી શુદ્ધ પાઠ શોધી કાઢી મૂળમાં મેં ઘટિત ફેરફાર કરી લીધો છે. કોઇ કોઇ સ્થળે મળી આવતા પાઠમાત્ર દૂષિત દીઠા, ત્યાં વિશુદ્ધ રસસમાધિમાં સ્ફુરતા કવિના નિગૂઢ અંતર્ભાવના પ્રકાશની સહાયતાથી પાઠ શુદ્ધ કરી કવિની મૂર્છિત બનેલી વાણી રસના પુનઃપ્રબોધથી સજીવન—સતેજ કરી છે. વળી શ્લોકના સંગ્રહ અને પરિત્યાગમાં તથા પૂર્વાપર ગ્રથનમાં ટીકાકારને બાજુ પર મૂકી મને મારી દૃષ્ટિએ યોગ્ય લાગ્યૂં તેમ કર્યૂં છે. અનુવાદ કરવામાં પણ ટીકાકારના કેવળ દાસ ન બનતાં મેં સ્વતંત્રતા વાપરી છે.

આપેલી વીગત જે ધોરણ ઉપર આ અનુવાદ કર્યો છે, તે જણાવવાને અર્થે છે: મારો આશય બીજા અનુવાદ ઉપર આક્ષેપ કરવાનો નથી. ગૂજરાતીમાં સંસ્કૃત નાટકનૂં ભાષાંતર કરવામાં અગ્રેસર હોવાની રા. રા. ઝવેરીલાલ ઉમીયાશંકર યાજ્ઞિકની કીર્તિ જાહેર છે; કવિશિરોમણિ કાલિદાસ આદિના રસનો સ્વાદ ચખાડવાની રા. રા. રણછોડભાઈ ઉદયરામની ઉત્કંઠા જગજાણીતી છે; મહાકવિ ભવભૂતિના કાવ્યામૃતનૂં પાન કરાવવાની રા. રા. મણિલાલ નભુભાઇ દ્વિવેદીની ત્વરા સુપ્રસિદ્ધ છે; કાદંબરીના મોહક માધુર્યનો પરિચય કરાવવાનો રા. રા. છગનલાલ હરિલાલ પંડયાનો

ઉત્સાહ વિખ્યાત છે; અને મેઘના મનોહારી પ્રૌઢ ધ્વનિ વિશે ચિત્ત લગાવી રસનાં બિંદુ ગ્રહણ કરવામાં સ્વર્ગવાસી સાક્ષર રા. રા. નવલરામ લક્ષ્મીરામનો ચાતક તુલ્ય અભિનિવેશ સર્વવિદિત જ છે. તેમની અગ્રેસરતા, તેમની ઉત્કંઠા, તેમની ત્વરા, તેમનો ઉત્સાહ, અને તેમનો અભિનિવેશ બહુ આદરણીય છે. પરંતુ મારો નમ્ર ઉદ્દેશ બનતા પ્રયત્ને કવિનો ભાવ કવિનો અંતર્ગત અભિપ્રાય પ્રગટ કરવાનો છે. એથી વધારે લોભ કે ચઢતી આકાંક્ષા છે નહિ.

ગમે તેટલી તજવીજ રાખતાં એ ઘડે ઘડો ભરાય તે તો દુર્ઘટ છે. આથી કોઇ સ્થળે એમ બન્યું હશે, કે મૂળની કોઇ ખુબી અનુવાદમાં પૂરેપૂરી નહિ પણ ઊતરી હોય. તેમ વળી કોઇ એવું પણ સ્થળ હશે, જ્યાં ગુર્જરી વાણીના પ્રતાપે મૂળનો રસ રેલાઈ ચાલ્યો હશે.

સંસ્કૃત પદ્યબંધના ભોગીની રુચિને અનુસરી અનુવાદ સંખ્યા અને રચનામાં સમશ્લોકી રાખ્યો છે. પદ્યાત્મક અનુવાદનું ગદ્યમાં જે વિવેચન આપ્યું છે તે, અલંકારશાસ્ત્રમાં જેમનો પ્રવેશ થયો છે, તેમના માટે છે; કેવળ અજ્ઞાન કે પરમ વિદ્વાનના માટે નથી. સમાનાર્થ શ્લોક કોઇ કોઇ સ્થળે આપ્યા છે, તેમાંના કેટલાક અમરુની પૂરવેના અને કેટલાક પછીના કવિઓના છે. તે શ્લોકો અમરુની કવિત્વશક્તિની તુલના કરવામાં અને કવિનો ભાવ સ્પષ્ટ કરવામાં ઉપયોગી નીવડશે.

આમ છતાં એ સુખસૂત્રભૂત ભારતેંદુ હરિશ્ચંદ્રના મહાવાક્યનાં ઉજ્જવળ વચન બુદ્ધિ આગળ તરે છે, ત્યારે સહજ સ્ખલનના ભયથી ક્ષુભિત ચિત્ત કંપે છે. પરંતુ *प्रारब्धमपरित्याज्यमेव । એ નીતિસૂત્રથી વળી દૃઢતા ધરી આ પ્રયત્ન રસિક વાંચનારને તે નિવેદન કરે છે. જો તેથી મહાકવિ અમરુની કીર્તિ ગુર્જરી વાણીના ઉજ્જવળ પ્રદેશમાં નૈસર્ગિક તેજથી પ્રકાશે છે, તો તે સાર્થક જ બને છે. બીજી રીતે પણ સરસ્વતીની આરાધનામાં અને સ્વબંધુની સેવામાં આયુષનો જે ક્ષણ જાય તે સફળ જ છે.

( ૨ )

અમરુશતકની આ નવી આવૃત્તિ કાઢતા પહેલાં હેમ પૂરતી કાળજીથી શોધી લીધું છે. જ્યાં ખામી જણાઈ ત્યાં પાઠમાં જરૂરનો સુધારો કર્યો છે. બે તરફના છેડામાં પણ મુદ્દાનો વધારો કર્યો છે. તાછ, એપ ને

* હાથમાં લીધેલું મૂકી ન જ દેવું (જુઓ मुद्राराक्षस नाटक, અંક ૨).

સોનાગેરૂના સંસ્કારની પણ ખામી રાખી નથી. હવે તો હાલના ચોકસીએ દક્ષિણના પુરાણા સોનીનો દાગીનો પરખી લેવો રહ્યો છે.

આજકાલ સાહિત્યના બજારમાં તરેહતરેહના દાગીનાનો સુકાળ થઈ ગયો છે. તેની બહોળી ખપત થવા વેપારીઓ મોહ લગાડે એવી જાહેરખબરો છપાવવાની, ઘરાક ખેંચી આણે એવાં પાટિયાં લટકાવવાની અને મન પિગળાવી દે એવી બીજી અનેક જુક્તિઓ રચવાની ખટપટ કરી રહ્યા છે. માલની કીમત આંકનારાની પેઢીઓ પણ વધી છે; છતાં એકે એક દુકાને ભીડ બહુ છે. ધર્મને કાંટે પણ પડાપડી તેટલી જ છે. પરંતુ અહીં ગરબડ નભતી નથી. છાસિયા સોનાથી માંડી ઊંચા તેજાબના સોના સૂધીની ખરી કસોટી કાઢી પૈસો પણ લીધા વગર ધર્મની પેઢીઓ ધર્મની ચીઠી કરી આપે છે. તેમની પરખથી સૌ રાજી થાય છે ને સંતોષ માને છે. માત્ર બાલ્હદ્ઘ માલ ધબડાવનારા પતરાજીખોર જ બબડતા જોવામાં આવે છે. આ બધી સુગમતા સાધારણ રીતે બજારુ બરના દાગીનાને મળે છે. ઓર બરનો માલ તો ચોકસીઓ હાથમાં એ લેતા નથી. ધર્મના કાંટાવાળા એવા બેકદર કે સાંકડા મનના નથી થતા. તેઓ આ નવા બરનો માલ કસોટી ઉપર સોનાના લીસોટા જેવા પલકારા મારતી દૃષ્ટિએ આવકાર દેવા મોકળા હાથના પક્ષામાં સંઘરે છે. પરંતુ ભવના ભવ જતાં પણ એ માલનો કસોટીએ ચડવાનો કે કાંટે તોળાવાનો વારો આવતો નથી.

સાહિત્યના હિતને માટે આપણે ઇચ્છિયે કે ચોકસીઓ આ નવા બરના માલની ચોકસી કરે અને ધર્મના કાંટાવાળા એને કાંટે પણ ચડાવે. એઓનો ઉમદા પેશો યા તો ફરજ બજારની રૂખ કેળવવી એ છે; નહિ કે તે માત્ર સંતોખવી. સારા માલને પોષણ નહિ મળે, સારા માલની પરખ પણ નહિ થાય, તો પછી તેની નીપજ અને ખપત શી રીતે વધશે ?

કમાઈ કરવા ઇચ્છનારને ગ્રંથના ગુણ ગાવાનો વર્તમાનપત્રોમાં ઘણો એ માગ છે. આજકાલ પોતાનાં બણગાં ફૂંકનારી જાહેરખબરો છાપામાં ઓછી છપાતી નથી. પરંતુ થોડા જ રસિક પુરુષો એ આપવડાઈનાં પોકળ વ્યાખ્યાનો ભણી નજર નાંખે છે. આવા વાચકોના વિનોદ સારૂ લખાયલાં પુસ્તકો જાહેર પત્રકારોના વિવેચન વગર વરસનાં વરસ ચોપડીઓ વેચનારની દુકાનના કડુખલા સેવે છે ને કાલાંતરે ધીરે ધીરે પ્રસિદ્ધિ પામી ખપે છે. આ ભારે ઢીલને જ છપાવનાર મોટામાં મોટું નુકસાન સમજે છે. એ કંઇ કમાઇ કરવા પુસ્તક છપાવતો નથી, કે વ્યાજખાધનઃ

વલોપાત અથવા નફાતોટાની હાયવાય કરે. એને તો, આવૃત્તિ જેમ વહેલી અને વધારે થાય તેમ ખામી દૂર કરવાની તક વહેલી ને વધારે મળે, એ જ લોભ હોય છે. એ નિખાલસ લોભ વાજબી ટીકાથી અને ઘટતી જાહેરાતથી શું પોસવા લાયક નથી?

જાણુ પુરુષે કરેલી કદર વેળાસર અને વખતસર હોય એમ ઇચ્છવા જોગ છે; નહિ કે મહમદ ગિઝનવીએ ફારસી શાયર ફિરદુશીના રૂવાન પર નવાજેલી અશરફીની થેલીઓના જેવી. જિગર ખૂઝ જાણે પણ જુબાન ચૂપ રહે, તેનૂં તો શૂં કહેવૂં?

> कवेरभिप्रायमशब्दगोचरं स्फुरन्तमार्द्रेषु पदेषु केवलम् ।
> वदद्भिरङ्गैः कृतरोमविक्रियैर्जनस्य तूष्णीं भवतोऽयमञ्जलिः ॥

( ૩ )

સાહિત્યનૂં આકાશ વિદ્વદ્ભોગ્ય ચર્ચાથી ભરાતૂં જાય છે. ઇતિહાસની શોધખોળ અને હસ્તલેખના સંશોધનતૂં કાર્ય વેગ ભેર આગળ વધેલ છે. એમાં રસ લેનાર વર્ગ બહોળો થયો છે. પરંતુ પચીસ વરસ ઉપર મેં પ્રથમ અનુવાદ છપાવ્યો ત્યારથી માંડીને આજ પર્યંત અમરુ અને **अमरुशतक** વિશે માનપાત્ર ચર્ચા પૂર્વમાં કે પશ્ચિમમાં થઈ નથી. મુક્તકકવિના દેશ-કાળનો નિર્ણય કોઇએ આદર્યો નથી; એની શતશ્લોકીની વાચના નિર્ધારવાનો પ્રયાસ કર્યો નથી. અમરુ અને એની કૃતિ ચર્ચાક્ષેત્રની બહાર રહ્યાં છે. તેમને માટે તો પા સદી ખાલી જ ગઈ છે. દક્ષિણના અમરુની સ્થિતિ ઉત્તરના ભર્તૃહરિના જેવી છે. એના વિશે લાંબી દંતકથા છે, પણ મુદ્દાસર ઇતિહાસ નથી. શૃંગાર, નીતિ અને વૈરાગ્યનાં શતકોની અનેક આવૃત્તિઓ થઈ છે; પરંતુ ભર્તૃહરિની ખરી કૃતિ તો મૃગ્ય જ છે. પાઠશાળાના પઠન પાઠનમાં પરિગણિત છતાં પણ એ મુક્તકકારની આ દશા છે, તો ઊંચા અભ્યાસમાં જેને સ્થાન નથી એવા અમરુની કયાં વાત? ચર્ચાના આ અભાવને લીધે બીજા વિદ્વાનોના વિચાર સાથે મારા વિચારોની તુલના કરવાનો અને તથ્ય આંકવાનો અભીષ્ટ અવસર મને મળ્યો નથી. એ કારણથી આટલે લાંબે ગાળે પણ નિરુપાય મારે એકમાર્ગી નિર્ણયો નિવેદન કરવા પડે છે. એ ઉત્તર પૂજનનૂં સાકર માંખણ ને તુલસીપત્રનૂં નૈવેદ્ય ભાવના ભૂખ્યાને માન્ય હો.

**કેશવલાલ હર્ષદરાય ધ્રુવ.**

# અમરુ અને એના ટીકાકાર.

"કવિની કવિતા જાણવામાં લાભ છે. પરંતુ કવિને જાણવામાં તે કરતાં પણ અધિક લાભ છે." બંકિમચંદ્ર ચટ્ટોપાધ્યાય.

## કવિજીવનની ચતુઃસૂત્રી.

૧ ચાર જ પદમાં રસ જમાવનાર **અમરુ** કવિનો વૃત્તાંત પણ ચાર જ વાક્યમાં સમાય છે. એ ઇસવી સનના સાતમા સૈકાના છેવટમાં થયો હતો. એ દક્ષિણનો વતની હતો. એ જાતે સુવર્ણકાર હતો. એણે **અમરુશતક** રચ્યું છે.

## કવિનો સમય.

૨ નવમા શતકના ઉત્તરાર્ધમાં **આનંદવર્ધન** આચાર્ય **અમરુ**ના મુક્તકોનાં ભારે વખાણ કરે છે. આઠમાના ઉત્તરાર્ધનો **વામન** પણ **અમરુશતક**માંના બે (૮,૭૯) મુક્તકો દૃષ્ટાંત તરીકે ઉતારે છે*. વિંધ્યાચળની પારના **અમરુ** કવિની કીર્તિ આ રીતે હિમાચળનાં શિખર સુધી પ્હોચી ગઈ, એ બનાવ બનવાને ઓછામાં ઓછાં પચાસ વરસ લાગ્યાં હશે. કેમકે સાતમા સૈકાના મધ્યભાગમાં **બાણ** કવિના સત્કર્તા મહારાજા †**હર્ષ**નો કાળ થયો, ત્યારપછી ઉત્તર હિંદુસ્તાનનું વાતાવરણ સાહિત્યના પ્રસારને અનુકૂળ ન હતું. શારદાદેશ‡ બાદ કરતાં વિંધ્યાચળની ઉત્તરે કોઇ પણ

---

* આલંકારિક **વામન** શ્રીકંઠ ભવભૂતિ પછી થયો છે. એણે **उत्तररामचरित्त**માંનો **इयं गेहे॰** પ્રતીકવાળો શ્લોક **काव्यालंकारसूत्रवृत्ति**માં ઉતાર્યો છે. ભવભૂતિને કનોજના યશોવર્માનો આશ્રય હતો. એ કિરીટધારી નાટકકારને મુક્તાપીડ લલિતાદિત્યે ઈ.સ. ૭૪૦ના અરસામાં પરાસ્ત કર્યો હતો; જુઓ V. A. Smith's Oxford History of India. કાશ્મીરના એ પ્રતાપી રાજાનો રાજ્યકાળ ડૉ. રામકૃષ્ણ ગોપાલ ભાંડારકર ઈ.સ. ૭૨૪–૬૦ નિર્ધારે છે; જુઓ **मालतीमाधव**, આવૃત્તિ ૨ નો ઉપોદ્ઘાત. તેના પછી બાર વરસે જયાપીડ ગાદીએ આવ્યો. એનો રાજ્યકાળ ઈ.સ. ૭૭૨–૮૦૩ ઠરે છે. આલંકારિક વામન તેનો મંત્રી હતો, એવું કાશ્મીરના પંડિતોનું માનવું છે. આથી એને આઠમા શતકના ઉત્તરાર્ધનો કહ્યો છે. † હર્ષનો રાજ્યકાળ ઈ.સ. ૬૦૬ ૪૮; જુઓ 'પ્રિયદર્શના કિંવા વિન્ધ્યવનની કન્યકા'ના આરંભે 'ચક્રવર્તિકવિ હર્ષ' એ મથાળાનો લેખ. ‡ કાશ્મીર.

સાહિત્યપોષક સમર્થ રાજ્ય રહ્યું ન હતું. દક્ષિણમાં વાતાપીના ચાલુક્યો અને કાંચીના પલ્લવો હારજીતની ઊથલપાથલ મચાવી રહ્યા હતા. આ અશાંતિ અને નબળાઇના ગાળામાં **अमरुशतक**ની ખ્યાતિ ભારતખંડની ટોચે પસરવાને પાંચ દાયકા જરૂરના છે. એ અટકળે અમરુ "સાતમા સૈકાના છેવટમાં થયો હતો" એમ મેં આરંભમાં કહ્યું છે.

૩. અમરુ ઉપર જણાવેલા પૂર્વ અવધિ કરતાં વહેલો થયો હોય એમ લાગતું નથી. શાથી જે **अमरुशतक**ના અઢારમા મુક્તક **सुरतविरतौ०**માં **शिशुपालवध**ના દસમા સર્ગના બેતાળીસમા શ્લોક **उत्तरीयविनयात्०**ની સ્હેજે પારખી કઢાય એવી છાયા જોવામાં આવે છે. આ મહાકાવ્યના છઠ્ઠા સર્ગના ચૌદમા **वदनसौरभ०** પ્રતીકવાળા શ્લોકમાંના **लोभपरिभ्रमद्भ्रमर** શબ્દો તો નજીવા ફેરફારથી એના એ ક્રમમાં અમરુએ શતકના આદિમંગળમાં ઊતાર્યા છે. એ ઊતારા પછી એણે **विभ्रमभृत्** બોલ વાપર્યો છે, તે શક્યાર્થથી માઘના **संभृतशोभ**ની અને સ્વરૂપથી **संभ्रम**ની તાત્કાલિક સ્મૃતિ આપે છે. આ અર્થના અને શબ્દના ચોક્સ મળતાપણા ઉપરથી હું અટકળ બાંધું છું, કે અમરુએ **शिशुपालवध** કાવ્ય જોયું હશે. બીજા શબ્દમાં કહિયે તો મુક્તકકાર માઘના પછી થયો હશે. મહાકવિ માઘનો પિતા દત્તક તેની સર્વભોગ્ય ઉદારતાને લીધે સર્વાશ્રયના ઉજ્જવળ ઉપનામથી વિખ્યાત હતો*. પિતામહ સુપ્રભદેવ શ્રીધર્મલ નરેંદ્રના સર્વાધિ-

---

* જુઓ **शिशुपालवध**ની પ્રશસ્તિનો શ્લોક ત્રીજો. જૈની દંતકથામાં દત્તકનો શુભંકર નામે ભાઇ ગણાવ્યો છે. તેને સિદ્ધ નામે પુત્ર થાય છે. તે જૈની દીક્ષા લે છે ને સિદ્ધર્ષિ નામથી ઓળખાય છે; જુઓ **प्रभावकचरित**માં સિદ્ધર્ષિનો પ્રબંધ. એ કથા પ્રમાણે માઘ અને સિદ્ધ કિંવા સિદ્ધર્ષિ પિતરાઇ ભાઇ અને સહજીવી લેખાય. પરંતુ સિદ્ધર્ષિએ **उपमितिभवप्रपञ्च** કથા રચ્યાની જે સાલ આપી છે તે એ ઘટનાની વિરુદ્ધ જાય છે. ઉક્ત કથા માઘ પછી ત્રણસેં વરસે રચાઈ છે. એ ઉત્તમ જૈનકથાનો યુગ હતો. નવમા શતકના ત્રીજા પાયામાં પાદલિપ્તાચાર્યે **तरङ्गवती**ના પ્રવાહથી જૈન કથાસાહિત્યને પ્રબળ વેગ આપ્યો. એમના સમયમાં રાષ્ટ્રકૂટ કૃષ્ણરાજ અકાલવર્ષ શુભતુંગ (ઈ.સ.૮૭૮-૯૧૨) માન્યખેટમાં રાજ્ય કરતો હતો. ત્યારપછી સિદ્ધર્ષિના ગુરુભાઇ ઇંદ્રસૂરિએ **दाक्षिण्य** મુદ્રાવાળી **कुवलयमाला** શક ૮૦૦ (ઈ.સ ૮૭૮)માં રચી. એમનાં તીક્ષ્ણ વચનથી ઉત્તેજિત થઈ સિદ્ધર્ષિએ સં. ૯૬૨ (ઈ.સ.૯૦૨)માં **उपमितिभवप्रपञ्च** કથા ગૂંથી; જુઓ પ્રસ્તુત

કારીની ઊંચી પદવિએ પ્હોચ્યો હતો. ધર્મલ* ધર્માદિત્યનું ટૂંકાવેલું પ્રીતિવાચક રૂપ છે. વલભીનો પ્રથમ શીલાદિત્ય ધર્માદિત્ય બિરુદ ધરાવતો હતો. એના સમયમાં અપર માલવ† વલભી રાજ્યનો ભાગ હતો. ચીનાઇ સાધુ ચવનચંગની નોંધમાં અપર માલવના સર્કૃત પુણ્યપવિત્ર રાજા તરીકે શીલાદિત્યનાં વખાણ કર્યાં છે‡. માઘ પણ એ પ્રજાપ્રિય રાજા આગળ પિતામહના ચલણના સંબંધમાં લખે છે, કે જેમ લોક બુદ્ધ ભગવાનનાં વચનને માન આપતા હતા તેમ સુજ્ઞ મહીપતિ સુપ્રભદેવનાં વચનને માન આપતા હતા§ ધર્માદિત્ય બિરુદધારી પ્રથમ શીલાદિત્ય રાજાએ ઈ. સ. ૫૯૪–૬૦૯ ની આસપાસના ગાળામાં રાજ્ય કર્યું હતું††. એ નરેશના સર્વાધિકારી સુપ્રભદેવને અને માઘ કવિને એ પેઢીનું એટલે ચાર દાયકાનું અંતર છે. એ હિસાબે શિશુપાલવધનો કર્તા સાતમા શતકના પહેલા ચરણને અંતે થયો સંભવે છે. એ સમયે અપર માલવમાં હુણોની જાતનો વર્મલાત રાજા રાજ્ય કરતો હતો§§. ક્ષેમાર્યાના સં.૬૮૨ ની સાલના શિલા-

---

કથાની પ્રશસ્તિ, સિદ્ધર્ષિના બોધગુરુ હરિભદ્રસૂરિની विरह મુદ્રાવાળી समराइच्चकहा પણ આ ઉજ્જ્વળ સમયની સંભવે છે. માઘ અને સિદ્ધર્ષિનો દંતકથામાં ચવાયેલો સંબંધ એક જન્મભૂમિ અને એક પેઢીનામાને લીધે કદાચ ઘટવાયો હશે. સિદ્ધર્ષિના દેશકાળ વિશે उपमितिभवप्रपञ्चकथाના પ્રો. જેકોબીના ઇંગ્રેજી ઉપોદ્ઘાતમાં સવિસ્તર ચર્ચા છે, તે જોવા જિજ્ઞાસુને વીનતી છે.

* જુઓ शिशुपालवधની પ્રશસ્તિનો શ્લોક પહેલો. એના બીજા ચરણમાં મળી આવતા પાઠોનો પેઢીઉતાર સંબંધ નિર્ધારી મેં धर्मलाख्यस्य પાઠ કલ્પ્યો છે. એ મૂળપ્રકૃતિ ઉપરથી પહેલો અક્ષર અર્ધનષ્ટ થઈ ટીકાકાર વલ્લભે સ્વીકારેલો वर्मलाख्यस्य અને ચોથો અક્ષર તદ્દન નાશ પામી धर्मलाभस्य એ બે ભ્રષ્ટ પાઠ ઉત્પન્ન થયા છે. તે ઉપરથી ભ્રષ્ટતા વધી અનુક્રમે वर्मलातस्य, चर्मलातस्य, धर्मलातस्य તથા निर्मलांतस्य અને धर्मनाभस्य, धर्मनाथस्य वर्मनाभस्य, તથા वर्मदेवस्य એ બે વિકૃતિપરંપરા ઊપજી જણાય છે.
† પૂર્વે માलव દેશના બે ભાગ હતા, पूर्वमालव અને अपरमालव. પહેલાને अवन्ति પણ કહેતા. તેની રાજધાની ઉજ્જયિની, અને अपरमालवની શ્રીમાલ કિંવા ભિન્નમાલ હતી. ‡ જુઓ Smith's Early History of India.
§ જુઓ शिशुपालवधની પ્રશસ્તિનો શ્લોક બીજો. †† જુઓ પ્રથમ શીલાદિત્યનાં દાનપત્રો. §§ અપર માલવમાં માલવોનું રાજ્ય હતું, તે हर्षचरित, રવિકીર્તિકૃત પ્રશસ્તિ વગેરેને આધારે લખ્યું છે. સાતમા શતકના પૂર્વાર્ધમાં તેનો

લેખમાં એને એક બળવાન રાજા તરીકે વર્ણવ્યો છે*. ઉત્તરમા ગુર્જર અને દક્ષિણના લાટ એના પરમ મિત્ર હતાં. ગુર્જર રાજ્ય જૂનું હતું. લાટ-માલવ રાજ્યો પ્રથમ શીલાદિત્ય પછીના ટૂંકઅમલી પ્રથમ ખરગ્રહ અને તૃતીય ધરસેનના સમયમાં† નવાં જામ્યાં હતાં. માલવ રાજાની રાજધાની જે શ્રીમાલ કિંવા ભિન્નમાલ, તે શહેરનો માઘ કવિ વતની હતો‡. એનો જન્મ પેઢીનામાના પુરાવા પ્રમાણે છટ્ઠા શતકના છેલ્લા ચરણમાં થયો હતો. એણે બાલ્યાવસ્થામાં વિશાળ સંસ્કૃત સાહિત્યનો બહુ સારો અભ્યાસ કર્યો હતો. મહાકવિ ભારવિનું किरातार्जुनीय એને ખાસ કરીને પ્રિય હતું. એને પિતામહના વારાની બહોળી સમૃદ્ધિ પેઢીઊતાર મળી હતી. પરંતુ એ પિતાના જેટલો અથવા તેનાથી અધિક ઉદાર હતો. તેને લીધે એ લખલૂટ સંપત્તિ ખૂટી ગઈ; અને સર્વાશ્રયનો પુત્ર કદર વગરના મ્લેચ્છના અમલમાં આશ્રય વિના મરણ પામ્યો§; ઈ. સ. ૬૨૭. એ અરસામાં†† ઉત્તરાપથના સમ્રાટ હર્ષદેવે શ્રીમાલ ઉપર ચડાઈ કરી. તે લાટ માલવ અને ગુર્જરોને શાસન કરવા નીકળ્યો હતો. કેમકે શ્રીકંઠનો સંબંધ તોડી તેમણે દક્ષિણાપથના ચાલુક્યવંશીય સત્યાશ્રય પુલકેશી સાથે નવો

---

રાજા વર્મલાત હતો, તે ક્ષેમાર્યના શિલાલેખને આધારે કહ્યું છે. प्रभावकचरित।१४।९-१० માં માઘના પિતામહ સુપ્રભદેવને વર્મલાત રાજાનો મંત્રી વર્ણવ્યો છે, તે शिशुपालवधની પ્રશસ્તિના પહેલા શ્લોકના ભ્રષ્ટ પાઠને લીધે થયેલી ભૂલ છે.

* જુઓ Epigraphia Indica, vol. IX, pt. 4, Vasantgadh Inscription. † આ બે રાજાઓએ માત્ર પાંચ પાંચ વર્ષ રાજ્ય કર્યું હતું. ‡ પ્રભાચંદ્ર માઘના વતનનું નામ શ્રીમાલ અને મેરુતુંગ ભિન્નમાલ આપે છે. તે અપર માલવની રાજધાનીની સંજ્ઞા છે. પાછળથી સોલંકી રાજાઓની ચડતીના સમયમાં અપર માલવ ગુજરાતનો ભાગ બની ગયાથી પ્રભાચંદ્ર અપર માલવને બદલે ગુર્જર સંજ્ઞા વાપરે છે. નામના આવા ફેરફારના કારણથી વલ્લાલ પંડિત માઘને ગુર્જરદેશનો કહે છે. § शि॰ व।१२।११२। માંના વૃત્તિ અને न्यासમાં સમાયલા શ્લેષનું અવતરણ हर्षचरितના ત્રીજા ઉચ્છ્વાસના प्रसन्नवृत्तयो......कृतगुरुपदन्यासा......लोक इव व्याकरणेऽपि એ ખંડમાં જોવામાં આવે છે, તે માઘ અને બાણનું પૂર્વાપરપણું સ્થાપિત થયા પછી સુશ્લિષ્ટ બને છે. †† પ્રિયદર્શના કિંવા વિંધ્યવનની કન્યકાના આરંભે આપેલા 'ચક્રવર્તિકવિ હર્ષ' એ મથાળાના લેખમાં સત્યાશ્રય પુલકેશીને મળી ગયા બાબત હર્ષ લાટ માલવ અને ગુર્જરોને શાસન કર્યાની સાલ ઈ. સ. ૬૨૨ આપી છે તે પાંચ વરસ મોડી જોઇયે.

સંબંધ જોડયો હતો*. અપર માલવનો રાજા શરણ થતાં **હર્ષે** **શ્રી**માલમાં **शिशुपालवध**ના કર્તાનું તંગીમાં અકાળ મરણ થયાનું સાંભળ્યું, તેથી તે ચક્રવર્તિકવિને બહુ ખેદ થયો†. સમ્રાટ **હર્ષ**ના અવસાન પછી પૂર્વોક્ત **સ**ત્યાશ્રય પુલકેશીના પુત્ર પ્રથમ વિક્રમાદિત્ય રણરસિકે‡ **અપર માલવ** અને **લાટ** દેશ જીતી લેઈ પોતાના ન્હાના ભાઇ ધારાશ્રય જયસિંહવર્માને ત્યાંનો સત્તાધીશ બનાવ્યો. એના અને એના પુત્ર યુવરાજ શ્યાશ્રય શીલાદિત્યના અમલમાં સંબંધ ગાઢ થયાથી **લાટમાલવ**સાહિત્યનો ચાલુક્યોના રાજ્યમાં પ્રચાર થયો અને અમરુ **शिशुपालवध**ના પરિચયમાં આવ્યો. આથી આપણા મુક્તકકારને હું સાતમા શતકના ઉત્તરાર્ધમાં થયેલો માનું છું અને **अमरुशतक** એ શતાબ્દીના છેલ્લા ચરણમાં રચાયું સમજું છું

૪ **માઘ** અને **અમરુ**ના વચમાં **ભટ્ટિ**ને મૂકવો પડે છે. એ વૈયાકરણકવિએ **रावणवध** નામે શાસ્ત્રકાવ્ય રચ્યું છે. એને **भट्टिकाव्य** પણ કહે છે. એ **माघकाव्य**ની સરસાઈમાં રચાયું જણાય છે. અઢાર સર્ગનું **किरातार्जुनीय** રચનાર **ભારવિ**થી આગળ વધી **માઘે** વીસ સર્ગનું **शिशुपालवध** અને **માઘ**થી આગળ વધી **ભટ્ટિ**એ બાવીસ સર્ગનું **रावणवध** લખ્યું, એવી મારી અટકળ છે. એ કલ્પનાને છંદોના વપરાટની કસોટીનો ટેકો મળે છે. **शिशुपालवध**માં એક જ જાતિ છે, **स्कन्धक**; અને તેનો પ્રયોગ એકદેશી તરીકે છે. **रावणवध**માં ત્રણ જાતિઓ મળી આવે છે, **गाथा**, **स्कन्धक** ને **मुखगलितक**§; તેમાં **स्कन्धक**નો વ્યાપકરૂપે ઉપયોગ છે અને બીજી બે એકદેશીરૂપે દેખા દે છે. **માઘ**નું મોટામાં મોટું એ-

* જુઓ રવિકીર્તિકૃત પ્રશસ્તિ, શ્લોક ૨૨, **प्रतापोपनता यस्य लाटमालवगुर्जराः । दण्डोपनतसामन्तचर्या वर्या इवाभवन् ॥**. † **મેરુ**તુંગ **માઘ** અને **ભોજ** રાજાનો પ્રસંગ વર્ણવે છે. તેમાં દેખીતો સમયવિરોધ છે; હર્ષ અને ભોજના નામની અદલાબદલી **प्रबन्धचिन्तामणि**માં આ પહેલવહેલી નથી. **માન**તુંગાચાર્યના પ્રબંધમાં પણ **चिन्तामणि**કારે હર્ષને બદલે ભોજનું નામ યોજ્યું છે. **પ્રભાચંદ્રે** અને **વલ્લાલ** પંડિતે પણ **માઘ** અને ભોજ રાજાનો સંબંધ આપ્યો છે. ‡ ચાલુક્યવંશીય **પ્રથમ** વિક્રમાદિત્ય રણરસિકનો રાજ્યકાળ ઈ. સ. ૬૫૫–૬૮૧; જુઓ Bombay Gazetteer, vol. I. pt. 2, p. 363. § **जयमङ्गला** ટીકામાં **गलितक** નામ આપ્યું છે. રા. બા. કમળાશંકર **પ્રા**ણશંકર **ત્રિ**વેદીએ તેનો ઊતારો કર્યો છે. આ ભૂલ ભરેલું છે. સામાન્ય સંજ્ઞા **गलितक** છે. તેનો **मुखगलितक** વિશેષ છે. જુઓ હેમચંદ્રકૃત **छन्दोनुशासन**.

કદેશી વૃત્ત એકવીસ અક્ષરનું, **स्रग्धरा** છે. **ભટ્ટિએ** ત્રેવીસ અક્ષરનું, अश्वललित વાપર્યું છે. આથી **शिशुपालवध** મહાકાવ્ય, **रावणवध**ની પૂર્વે ગોઠવાય છે*. **ભટ્ટિએ** શાસ્ત્રકાવ્ય ક્યારે રચ્યું તેનો નિર્ણય લગભગ ખાતરીથી થઈ શકે છે. **रावणवध**નો કર્તા **વલભી**નો વતની હતો. તેના પિતાનું નામ **શ્રીસ્વામી** હતું, એમ ટીકાકાર જયમંગલ **भट्टिकाव्य** ઉપરની ટીકાની †પુષ્પિકામાં લખી જાય છે‡. **प्रबोधचन्द्रोदय**ની **चन्द्रिका** ટીકાના એક આરંભના શ્લોકમાં દૃષ્ટાંતભૂત સમર્થ મંત્રીશ્વરોમાં **ભટ્ટિ**ની ગણના કરી છે§. એ **વલભી**ના **શ્રીધરસેન** નરેન્દ્રના સમયમાં થયો હતો. **સેનાપતિ ભટ્ટાર્ક**ના વંશમાં **ધરસેન** ચાર થયા છે. તેમાંના પહેલા અને ત્રીજા **ધરસેન**નાં દાનપત્રમાં કોઈ **ભટ્ટિ**નું નામ જોવામાં આવે છે. એકમાં તેને દૂતક અને સૂપકારપતિ તથા બીજામાં તેને **બપ્પભટ્ટ**નો પુત્ર કહ્યો છે. એ આપણો **શ્રીસ્વામિપુત્ર** વૈયાકરણકવિ ન હોય. પહેલો અને ત્રીજો **ધરસેન** બાજુ ઉપર મૂકતાં રહ્યા માત્ર **બીજો** અને **ચોથો**. તે પૈકી પ્રસિદ્ધ **ધરસેન** તો **ચોથો** જ છે. **બીજા ધરસેન**ની કારકીર્દીમાં અદ્દ્ભુત મંત્રશક્તિના પ્રદર્શનનો અવકાશ નથી. ††ચાણક્ય અને ‡‡યુગંધરની પેઠે મંત્રીને મંત્રપ્રભાવ બતાવવાનો અવસર તો **ચોથા ધરસેન** નરેન્દ્રના રાજ્યમાં જ જોઈયે છિયે. 'પરમેશ્વર' અને 'ચક્રવર્તી' બિરુદ એની કીર્તિ પ્રકાશે છે. આ જ **ધરસેન** મંત્રીશ્વર

---

* વાપરેલા છંદોના તપાસ ઉપરથી **शिशुपालवध** અને **रावणवध**ની વચ્ચે બે ત્રણ દાયકાનું અંતર લેવું પડે છે **માઘ** અને **સુપ્રભદેવ**ની વચ્ચે પણ સ્હેજે ત્રણ ચાર દાયકાનો ગાળો છે જ. આ આંકડાઆ પ્રમાણે સર્વાધિકારી **સુપ્રભદેવ** સાતમા શતકનું પહેલું ચરણ ઉતરતાં **અપર માલવના વર્મલાત**ના સમયમાં નહિ, પણ છઠ્ઠું શતક પૂરું થતાં વલભીના **ધર્મલ** કિંવા **ધર્માદિત્ય** બિરુદ ધરાવતા **પ્રથમ શીલાદિત્ય**ના સમયમાં જ થયો સંભવે છે. † સમાપ્તિસૂચક લેખ. ‡ **इति वलभीवास्तव्यस्य श्रीस्वामिसूनोः भट्ट( ? भट्टि के भर्त )महाब्राह्मणस्य महावैयाकरणस्य कृतौ रावणवधे . द्वाविंशः सर्गः ।".** § જુઓ **चन्द्रिका**ના શ્લોક મંજરીની નીચેની પંક્તિઓ:–**चाणक्यभट्टिशिववर्मयुगंधरादीन् यः पूर्वमन्त्रितिलकानपि धिक्करोति ।** અહીં **शिववर्मन्** શબ્દથી **कातन्त्र**કાર **शर्ववर्मन्**, જે **गाहासत्तसई**ના રચનાર **सातवाहन**નો મંત્રી હતો, તે સમજવાનો છે. †† મૌર્ય ચંદ્રગુપ્તનો અમાત્ય; જુઓ **मुद्राराक्षस**. ‡‡ સહસ્રાનીકનો અમાત્ય; જુઓ **कथासरित्सागर**, તરંગ ૨.

ભટ્ટિ કવિનો સ્વામી અને સત્કર્તા હોવો જોઇયે. ભટ્ટિએ લૂખુંપૂખૂં નામ જ એને ઓળખાવવાને બસ ગણ્યું છે, તે એની અસાધારણ કીર્તિ પુરવાર કરે છે. ચોથા ધરસેનનો રાજ્યકાળ ઈ.સ. ૬૨૧ થી ઈ.સ. ૬૫૧ છે. આથી ભટ્ટિકાવ્ય સાતમૂં શતક અધવારતાં રચાયૂં ઠરે છે. કરેલી સમાલોચનાને આધારે કવિઓને ક્રમમાં ગોઠવિયે, તો શતકના પૂર્વાર્ધમાં માઘ, મધ્યમાં ભટ્ટિ અને ઉત્તરાર્ધમાં અમરુ આવે છે.

## કવિનૂં વતન.

૫ અમરુ કવિના વતનનૂં સૂચન અમरुशतकના પાંચ છ મુક્તકોમાં મળી આવે છે. "आलम्ब्याङ्गण०" (૯) ઉપરની ટીકામાં વેમ ભૂપાલ નાયિકાના *ઉત્તરીયના છેડાને †सव्य વિશેષણ લગાડે છે. આ પહેરવેશ દક્ષિણનો છે. સાતમા સૈકામાં ઉત્તરની સ્ત્રીનો પહેરવેશ તો આથી જુદો હતો. માઘ કવિના शिशुपालवधના સાતમા સર્ગના શ્લોક ૧૬–૧૮ જોયાથી આ વાત લક્ષમાં ઠરશે કવિ દક્ષિણનો છે એવૂં બતાવી આપનારી બીજી વિલક્ષણતા "त्वं मुग्धाक्षि०" (૧૦) મુક્તકમાં છે. એ શ્લોક ઉપરની ટીકામાં અર્જુનવર્મદેવ જણાવે છે કે "‡અહીં कञ्चुलिका શબ્દે કરી ને દક્ષિણાપથની ચોળી જ સમજવાની છે. શાથી જે એ ચોળીને જ वीटिका એટલે વીંટો દેઈ ગાંઠ પાડવાની હોય છે. ઉત્તરાપથની§ કાંચળીના સંબંધમાં તો कषा (ગૂ. કસ.), तनिका (હિં. तनी) વગેરે શબ્દો પ્રયોજાય છે¶." એ જ રીતે "तद्वक्त्राभि०" (૬૫) ના છેલ્લા ચરણનૂં मत्कञ्चुलीसंधयः शतधा यान्ति અને "चलतु तरला०" (૬૦) ના બીજા ચરણનૂં कुचयोरुत्कम्पान्मे कञ्चुकं विदीर्यतु એ કથન દક્ષિણની ચોળીને ઉદ્દેશીને છે. ત્રીજી પણ એક વાત અહીં નોંધવા જેવી છે. "पश्यास्लेष०" (૧૬) અને "निःशेषच्युत०" (૫૬) એ બંને મુક્તકોમાં ‡‡સ્તનમંડનારૂથે ચંદનના જ લેપનું નિરૂપણ છે. ઉત્તરનાં કેસરકસ્તૂરીનો

---

* પછેડો, ઓઢણ. † ડાબે ખભેથી જમણી કૂખ તરફ ઢળતો, જનોઇશેરો. ‡ कञ्चुलिका चेयं दाक्षिणात्या चोलिकारूपेव ॥ तस्या एव ग्रथनपदार्थे वीटिकाव्यपदेशः। अन्यत्र कषा तनिकेत्येवमादयः ॥ § ઉત્તર હિંદુસ્તાન. ¶ વપરાય છે. § સંબંધમાં. ‡‡ મંડન=શણગાર.

ભગમગાટ **अमरुशतक**માં નથી*. કવિનો દક્ષિણ સાથેનો સંબંધ આ રીતે દૃઢ થાય છે. વળી "†**मलयमरुतां**" (૯૨)માં વાયુ મલયાચલથી વાતા વર્ણવ્યા છે, તેથી અમરુ છેક દક્ષિણનો નહિ હોય એમ પણ સમજાય છે. આ હકીકત સાથે માધકાવ્યના પરિચયની વાત જોડતાં અમરુ કવિ લાટ ગુર્જરની સમીપના પશ્ચિમ ચાલુક્યોના રાજ્યનો વતની હશે એવા અનુમાન પર હૂં આવૂં છૂં. મુક્તક ૫૫ માં વાપીસ્નાનનો નિર્દેશ છે અને મુક્તક ૧૧૩ માં જળાશયનો ઉપક્ષેપ છે. તે ઉપરથી સમજાય છે કે કવિનૂં વતન વાવ કૂવા સરોવર આદિ જળાશયે શણગારેલૂં શહેર–કદાચ ચાલુક્યોની રાજધાની વાતાપી હશે.

૬ અમરુના વતનનો પત્તો આપણે મેળવ્યો. એથી શતકમાંનાં જે વચનો પૂર્વે આપણે ‡નિર્વિશેષબુદ્ધિથી ગગડાવી જતા, તેમાં હવે ખુબીદાર વિશેષતા§ આપણી નજરે સ્ફુરે છે. "**गन्तव्यं यदि०**" (૮૬)ના ત્રીજા ચરણમાં રેંટની પરનાળમાં ઢલવાતાં ડોલકાંના પાણીનૂં §નિદર્શન છે. આ દૃષ્ટાંત દક્ષિણનો છે. ત્યાં કૂવા ઊંડા નહિ પણ ઊતળા હોય છે. કુદરતની એ અનુકૂળતાને લીધે તહીં ખેતી કરનારને કોસના ખરચમાં ઊતરવાની જરૂર રહેતી નથી. ગરીબ ખેડૂત એકલા હાથે ચલાવી શકાય એવા રેંટને પાણીમાં બૂડવા પૂરતો ડોલકાંનો હારડો પહેરાવે છે અને કૂવાનૂં ને ખેતરની વાવણીનૂં જીવન ડોલકાંમાંથી ઢલવાતૂં નાળિયેરીના થડની પરનાળમાં ઝિલે છે. આ દક્ષિણના કૂવાની ઘટમાળે જ કદાચ સંસારની ઘટમાળની કલ્પનાને જન્મ આપ્યો હશે. "**दम्पत्योर्निशि०**" (૨૪) ના ત્રીજા ચરણમાં કાનના લોલકરૂપે **पद्मराग**નૂં નિરૂપણ છે. એ શબ્દનો ¶પ્રયોજક દાક્ષિણાત્ય છે તે જાણ્યા પછી એનૂં પૂરૂં સામર્થ્ય‡‡ આપણા લક્ષમાં ઊતરે છે. નિસ્તેજ માંસખંડ, ઝાંખૂં સૌગંધિક અને શીકૂં કુરવિંદ પણ માણેક તો કહેવાય છે. પરંતુ તેજદાર પાણીદાર અને રંગદાર માણેક જ પદ્મરાગની વિશેષસંજ્ઞાથી ઓળખાય છે. આ સિંહલદ્વીપનૂં ઉત્તમ માણેક જ દક્ષિણના સુવર્ણકાર કવિના મનમાં છે. પોતાના દેશકાળને અનુસરી વિશિષ્ટ અર્થમાં

* "**मज्ञानेन**" (૫૯)માં અરુણ અંગરાગ જે કહ્યો છે, તે રક્તચંદનનો સમજવાનો છે. † વિખ્યાત આલંકારિક અપ્પય દીક્ષિત આ મુક્તકમાંની લોકોક્તિને આંધ્રજાતિપ્રસિદ્ધ કહે છે; જુઓ **कुवलयानन्द**. ‡ આમાં કંઇ વિશેષ જાણવા જેવૂં નથી એવી સમજથી. § તરેહવારપણૂં, વિલક્ષણતા. §દાખલો. ¶ વાપરનાર. §§ ચોકસ અને સચોટ અર્થ બતાવવાની શક્તિ.

આવો શબ્દનો ઉપયોગ કવિએ કરેલો પાછો "पत्रं न श्रवणे०" (૭૪) માં મળી આવે છે. અહીં पत्र શબ્દ ગમે તે વનસ્પતિના પાંદડાને માટે કર્તાએ નથી વાપર્યો, પણ લખવાના સાધનરૂપે જગજાહેર અને કાનના ઘરેણારૂપે પોતાના દેશમાં પ્રસિદ્ધ तालपत्र કે તાડપત્તીને માટે યોજ્યો છે. આવી જ વિશિષ્ટતા* સ્ત્રીના પહેરવેશના સંબંધમાં સૂક્ષ્મ રીતે "आलम्ब्याङ्गण०" (૯૦) માં જણાવી ગયો છું. અહીં વસંત ઋતુ બેઠી ચૂકી છતાં પરદેશમાં રખડતો રસિક પિયુ કલ્પનાની દૃષ્ટિએ નિઃશ્વાસ સાથે ઘરની વાડીનો આંબો મોરેલો જુએ છે. નવા મોરના મઘમઘતા પરાગથી આકર્ષાઈ ભમરાઓ ત્યાં ગુંજાગુંજ કરી રહ્યા છે. તેની નીચે નાયિકા આંગણામાં ઊભી છે. એક હાથે ડાળ ઝાલી ને તે મોર સામું જુએ છે, અને વ્હાલાનો વાયદો વીતી ગયો વિચારી લાચાર બની રડે છે. તેના શરીરમાં કામનાં બાણ ભચોભચ ભોકાય છે. એ અનર્થરૂપ કારમા આંબામોરથી બચવા ઉત્તરીયનો છેડો બીજે હાથે ખેંચી ખેંચી તે પોતાની ઊઘાડી પીઠ ઢાંકે છે. આ ચિત્ર દાક્ષિણાત્ય સ્ત્રીનું છે એ ધ્યાનમાં રહેતાં જ એની સુરેખતા અને સુંદરતા પૂરેપૂરી ચિત્તપટ પર છપાય છે.

## અમરુની વૃત્તિ.

૭ અમરુ રાજદરબારનો આશ્રિત ન હતો. સાતમા સૈકામાં દક્ષિણમાં રાજાશ્રય હતો પણ નહિ. †સાતવાહન અને ‡શર્વવર્મા §ગુણાઢ્ય **શ્રીપાલિત આદિનો ઉજ્જવળ કાળ કમાં એ વહી ગયો હતો. પલ્લવો સાથેના પ્રાણાંત†† વિગ્રહમાં ગૂંચાયલા ચાલુક્યોને સાહિત્યની બૂઝ કરવાનો અવકાશ જ ન હતો. સૈકાના આરંભે માતંગ દિવાકરને ઉત્તરના હર્ષનો અને સૈકાની સમાપ્તિએ શ્રીકંઠ ભવભૂતિને પણ યશોવર્માનો આશ્રય લેવો પડ્યો હતો. જૈન રવિકીર્ત્તિ પુલકેશીનો રાજ્યકવિ નહિ, પણ સામાન્ય પ્રશસ્તિ-

* નોખાપણું, વિલક્ષણતા. † મહારાષ્ટ્રી गाहासत्तसईનો સંગ્રાહક અને તેમાંની કેટલીક ગાથાઓનો કર્તા. ‡ સંસ્કૃત कातन्त्र વ્યાકરણનો કર્તા; એ સાતવાહનનો મંત્રી હતો. § પૈશાચી बृहत्कथाનો કર્તા; એ પણ કહેવાય છે કે સાતવાહનનો મંત્રી હતો. ** गाहासत्तसईમાંની કેટલીક ગાથાઓનો કર્તા; એ સાતવાહનનો આશ્રિત કવિ હતો. જુઓ શતાનંદપુત્ર અભિનંદે રચેલા रामचरित મહાકાવ્યના બત્રીસમા સર્ગને અંતે આવેલા શ્લોકનું પહેલું ચરણ हालेनोत्तमपूजया कविवृषः श्रीपालितो लालितः । †† જીવ પર આવી જઈને આદરેલો.

કાર જ હતો. આવા દેશકાળમાં અમરુ *શિલ્પ વડે સ્વતંત્ર નિર્વાહ ચલાવતો હતો. सुभाषितावलिના આરંભે ડા. પીટરસને ઇંગ્રેજી ઉપોદ્ઘાતમાં अमरुशतक ઉપરની કોઇ ટીકામાંથી विश्वप्रख्यातनाडिंधमकुलतिलको विश्वकर्मा द्वितीयः એવી અગ્રેજીની પંક્તિ ઉતારી લખ્યું છે કે અમરુ સુવર્ણકાર હતો. અર્જુનવર્મદેવ પણ ટીકાના આરંભે અમરુને "કલાઓનું ક્રીડાગૃહ†" કહે છે; એ વચન ઉપરના સંબંધમાં લેતાં સાહિત્ય સંગીત આદિ સુકુમાર કલા ઉપરાંત કલાદ કે સોનીની કલાનું ભાન કરાવે છે. रोहन्तौ प्रथमं (૮૧)માં विशिखा પદનો પ્રયોગ છે, તે પણ આ જ પ્રતીતિ દૃઢ કરે છે‡. અમરુને "બીજો વિશ્વકર્મા" કહ્યો છે, તેથી સમજાય છે કે એની કારીગરી બહુ પંકાતી હશે, ને સારી પ્રાપ્તિને લીધે એ પૈસેટકે સુખી હશે. "दम्पत्योर्निशि०" (૨૪) માં કવિ पद्मरागની અંગત માહીતી બતાવે છે, તે એ ફતેહમંદ ધંધાના યોગમાં સુશ્લિષ્ટ§ છે. "पश्यांश्लेष०" (૧૬) ના ત્રીજા ચરણમાં જે पादाग्रसंदंशकનું રૂપક યોજ્યું છે, તે પણ સોનીની સાંડસીનો પરિચય કરાવે છે.

કવિની કૃતિ.

૮ સાતવાહન અને ભર્તૃહરિની પેઠે અમરુની ખ્યાતિ મુક્તકકવિ તરીકે જ છે. કાવ્યનું મુક્તક સ્વરૂપ જ ખીલવવા પાછળ એણે સર્વ શક્તિ ખરચી છે. પ્રબંધ અને મુક્તક લક્ષણે એક છે. જે પંચ સંધિએ પ્રબંધનું કલેવર બંધાય છે, તે મુક્તકના બંધારણમાં પણ ઇષ્ટ છે. તોપણ એ એમાં **પરિમાણકૃત ભેદ હાથી અને તેના દર્પણગત પ્રતિબિંબ જેટલો ભારે છે. કોઇ પણ કવિ પ્રબંધકાર અને મુક્તકકારની સમતોલ કીર્તિ સાથે મેળવવા સમર્થ થયો હોય એવું જાણવામાં નથી. મુક્તકકવિ તો એક પણ પ્રતાપી પ્રબંધકવિ નીવડયો જ નથી. મુક્તક માર્ગમાં ભ્રમણ કરનારો પ્રતિભા કદાચ પ્રબંધ માર્ગ લેઈ શકતી નહિ હોય.

૯ મુક્તકની રચનામાં અમરુએ જે સિદ્ધિ મેળવી છે, તે અદ્ભુત અને ††અદ્વિતીય છે. મધ્યમ શક્તિ ધરાવનાર પ્રબંધ રચી કીર્તિ અને સ્થાયીપણું

---

*હુનર કારીગરી. †क्रीडाधाम्नः कलानाम्। ‡विशिखाનો અર્થ 'સોનીઓનો વાસ, 'સોનારશેરી' થાય છે; જુઓ कौ. अ. शा. ।२। विशिखायां सौवर्णिकप्रचारः। § બંધ બેસતું. **કદ, પરમાણ. †† જેનો જોટો મળતો નથી એવી.

બંને મેળવવા ભાગ્યશાળી થાય છે. પ્રબંધમાં રસની ખામી કેટલેક અંશે વાર્તાના ચમત્કારથી છાવરી શકાય છે. પદ્યબંધના નવનવા વૈભવથી તેની ખુબીમાં વધારો સાધી શકાય છે. અલંકારની ઉપરની ટાપટીપથી પણ તેની રમણીયતાનાં ઉમેરણ કરી શકાય છે. આવી રીતે હેમના * આભરણ-સંયોગને ઍડીની, ચિત્રણની, ઓપની, તાછની વગેરે ક્રિયાના સંસ્કાર દર્શનીય બનાવે છે: પરંતુ ઘાટીલા પાણીદાર ને તેજસ્વી મોતીના દાણાની ખુબી તો તેની જાતની-સ્વાભાવિક જ છે. પ્રસ્તુત મુક્તકની જે સુંદરતા છે તે પણ સ્વાભાવિક શક્તિથી પ્રગટતી સુંદરતા છે. શક્તિ વગર અભ્યાસથી પણ પદ્યની ચાર લીટી જોડનાર અનેક નીકળે છે. પરંતુ ઊંચી શક્તિના અભાવે એમના મુક્તકો એમના આયુપભર પણ જીવતા નથી. વળી એક સારા પ્રબંધથી જેમ પ્રબંધકારને અમરપણું પ્રાપ્ત થાય છે, તેમ મુક્તકકારને માટે નથી. એકાદ સૂંઠના ગાંગડાથી ગાંધી થવાતૂં નથી ને એકાદ મુક્તકથી મુક્તકકવિ થવાનૂં નથી. છૂટા અનેક મુક્તકો અને મોતી પણ પરોવીને હાર કર્યો ન હોય તો ક્યાં એ રવડી જાય છે. આથી પ્રબંધકવિની અપેક્ષાએ મુક્તકકવિ સંખ્યામાં ઓછા મળી આવે છે. કેવળ મુક્તકથી કીર્તિ મેળવનારા કવિઓ ગણાવિયે, તો સાતવાહન ભર્તૃહરિ અમરુ ને ગોવર્ધન જ જાણીતા છે. એ ચાર મુક્તકકવિમાં રસના મધુર †પરિપાકને માટે, ભાવની ‡દ્રાવક § આર્દ્રતાને માટે, કાર્યના વિસ્તારી પુષ્ટપણાને માટે, ** સંવિધાનની સુંદર મોહકતાને માટે, પ્રસંગની ચમત્કારી નવીનતાને માટે, શૈલીના મનોહર પ્રસાદને માટે અને વાણીની અશિક્ષિત સાદાઇને માટે પ્રથમ પદવી **અમરુશતક**ના કર્તાને જ ધરે છે. કોઇના પણ મુક્તક રસથી ઊભરાઈ જઈ પ્રબંધની કીર્તિ મેળવવા પામ્યા હોય, તો તે અમરુના છે.

૧૦ અમરુની પ્રસિદ્ધિ શૃંગારના મુક્તકોના રચનાર રૂપે છે. હરકોઇ સુભાષિતસંગ્રહમાં શૃંગારની પદ્ધતિમાં એના મુક્તકો પુષ્કળ મળી આવે છે. શૃંગારી અમરુને દાનકો થઈ નીતિબોધ આપનો કોઇ કલ્પે પણ નહિ. તેમ છતાં **સુભાષિતાવલિ**માં એક નીતિનો†† મુક્તક અમરુને નામે છે, તેથી ભર્તૃહરિની માફક એણે પણ નીતિના સ્ફુટ શ્લોક રચ્યા હોય.

* ઘરેણાંના બાબ. † પાકટપણું. ‡ હૃદય પિગળાવી નાંખે એવી. § લચપચતર હોવાપણું. ** વસ્તુની ઘટના, ગોઠવણ. †† જુઓ **સુભાષિતાવલિ**, શ્લોક ૮૯૨:–**कालप्राप्तं महारत्नं यो न गृह्णात्यबुद्धिमान्। अन्यहस्तगतं दृष्ट्वा पश्चात् स परितप्यते ॥**

૧૧ કાવ્યમાં મુક્તક અને શાસ્ત્રમાં સૂત્ર તે સંસ્કૃત સાહિત્યની *વિશિષ્ટ સૃષ્ટિ† છે. પૃથ્વી ઉપરની બીજી પ્રૌઢ ભાષાઓમાં સાહિત્ય અનેક શાખાએ વિસ્તાર પામેલૂં જોઇયે છિયે, પણ તેમાં એકેમાં મુક્તક અને સૂત્રની કોટિનો ‡સંદર્ભ પાંગર્યો કે પાલવ્યો છે નહિ. ઔપચારિક ભાષામાં બોલિયે તો મુક્તક તે સૂત્રાત્મક પ્રબંધ છે. જેટલે દરજ્જે મુક્તકમાં પ્રબંધનું સ્વરૂપ સચવાય, તેટલે દરજ્જે તે પ્રબંધની કોટિના કાવ્ય નામને લાયક લેખાય. પ્રબંધના લક્ષણથી રહિત મુક્તક પદ્ય છે, પણ કાવ્ય નથી. પ્રબંધ અને મુક્તકનો આ શાસ્ત્રીય સંબંધ તેમના આવિર્ભાવના ક્રમથી સમર્થન પામે છે. વિચારિયે તો પ્રબંધમાંથી જ મુક્તક છૂટા પડ્યા છે. જૂનામાં જૂનો મુક્તકોનો સંગ્રહ મોટે ભાગે અનુષ્ટુભમાં રચાયલૂં પાલી ભાષાનૂં **धम्मपद** છે. બુદ્ધ ભગવાનની દેશનાના એ મુક્તકોનૂં પૂર્વરૂપ જોઇશૂં, તો **महाभारत**ના બોધ અને જ્ઞાનના શ્લોકો છે. બીજો મુક્તકનો પ્રાચીન સંગ્રહ ગાથા છંદમાં રચાયલી મહારાષ્ટ્રી પ્રાકૃતની **गाहासत्तसई** છે. મહારાજા **સાતવાહન**નાં એ શૃંગારચિત્રોનો આદર્શ§ **शाकुन्तल** આદિ નાટકની સ્વતંત્ર ભાવમય આર્યાઓ છે. આ જૂના મુક્તકમાં પ્રબંધ સ્વરૂપ જે અપરિસ્ફુટ છે, તે **અમરુ**ના મુક્તકોમાં સ્ફુટ થાય છે. એ સ્ફુટ સ્વરૂપના **સમુલ્લાસને યોગ્ય વૃત્ત પણ કવિએ શિખરિણી હરિણી શાર્દૂલવિક્રીડિત આદિ પ્રૌઢ યોજેલાં જોઇયે છિયે.

૧૨ **अमरुशतक** અલંકારશાસ્ત્રના દાસ ન બનનારા સ્વતંત્ર કવિની પ્રસાદી છે. આલંકારિકો એકતરફી પ્રીતિને રસાભાસ કહે છે અને તે પ્રત્યે અણગમો બતાવે છે. એવો એક રસાભાસનો પ્રસંગ ઇંદ્રિયો અને મનને શિથિલ કરી દેતા વિષાદના પોષણમાં યોજી દેઈ એ અણગમો કવિએ ઉવેખી કાઢ્યો છે††. શૃંગાર અને શાંતના સંકરનૂં નામ લેતાં આલંકારિકો કંપે છે. પરંતુ પ્રવાસના એક ચિત્રમાં એકીવખતે ઔત્સુક્ય અને વિષાદને ખિલાવી રતિ અને નિર્વેદની ‡‡વર્ણચ્છાયા મિલાવી એક કારમો સંકર જમાવી દેઈ **અમરુ**એ અલંકારશાસ્ત્રની મર્યાદાને સાંકડી નીવડાવી છે§§. આલંકારિકો વિરોધી રસનો યોગ અસંભાવ્ય માની માથૂં ધૂણાવે છે. પણ પ્રવાસ-

* બીજે કહીં જોવામાં ન આવતી, વિલક્ષણ. † રચના. ‡ ગ્રંથ. § અસલ નમૂનો. ** ખિલવણી. †† જુઓ મુક્તક ૮૧. ‡‡ રંગનો પટ. §§ જુઓ મુક્તક ૮૫.

વિપ્રલંભના એક હૃદયભેદક દૃશ્યને અપૂર્વ સ્વાભાવિકતાથી કરુણાંત બનાવી રસમર્મજ્ઞ કવિએ અસંભાવ્યને સંભાવ્ય કરી બતાવ્યું છે*. અથવા ક્યાં નૈસર્ગિક† પ્રતિભાના બળે વિહરનારા કવિ અને ક્યાં પારકી પાંખે ઊડનારા આલંકારિક ?

૧૩ અમરુની પ્રતિભા ઉપર કલાનો અંકુશ હોત, તો આલંકારિક મમ્મટ **लीलातामरस॰** ( ૪૪ ) મુક્તકમાં જુગુપ્સાશ્લીલ દોષ સૂંઘી સૂગાય છે તેનો વ્હેમ પણ રહેવા પામત નહિ. વળી પંડિતરાજ જગન્નાથની દૃષ્ટિને **शून्यं वास॰** ( ૧૧ ) મુક્તકમાં વૈદર્ભી રીતિના ‡નિર્વાહની અનેક ખામીઓ ખૂંચે છે તે પણ સ્હેજે દૂર થઈ હોત. તેમ વળી ટીકાકાર અર્જુનવર્મા **गाढालिङ्गन** (૧૪) મુક્તકમાં અમંગલાશ્લીલનો આક્ષેપ કરે છે, તેનો પણ અવકાશ ભાગ્યે જ રહ્યો હોત. પરંતુ કલાચાતુર્યનો લાભ ઇચ્છવા જતાં સાદાઈ અને સ્વાભાવિકતાની હાનિ વ્હોરવાનો ભય રહે છે. અમરુની શૈલી મનોહર છે, તે કલાની કૃત્રિમતા તેમાં નથી તેને લીધે છે. એની રચના આડંબર વગરની અને અકુટિલ છે. અલંકારનો પ્રયોગ કવિ છૂટથી કરે છે; પરંતુ એના અલંકાર કટક કુંડળની પેઠે શરીરથી ભિન્ન કે કૃત્રિમ નથી ભાસતા, પણ અશ્વત્થામાના મસ્તકના મણિની માફક અંગભૂત§ અને કર્ણનાં કવચકુંડળની માફક સ્વાભાવિક જણાય છે. અર્થ પ્રસાદયુક્ત અને રસ ધ્વનિગર્ભિત, એ **अमरुशतक**નું એક આગળ પડતું લક્ષણ છે. સર્વગુણસંપન્ન વૈદર્ભી રીતિ કવિને ¶અભિમત છે. એના મુક્તકોમાં દીર્ઘ સમાસ** ક્વચિત કાનનો કડુબલો ભરી નાંખે છે ખરા; પણ યાદ રાખવું જોઇએ કે અમરુ કંઇ રઘુકારનો સહજીવી નથી. એ તો **कादम्बरी** અને **मालतीमाधव** રચનાર બાણ અને ભવભૂતિના વચલા ગાળામાં થનારો કવિ છે.

૧૪ **अमरुशतक**ના મુક્તકો ત્રણ ભાગમાં વ્હેંચાઈ જાય છેઃ–ભોગવિલાસના, રીસામણાંમનામણાંના અને સંયોગવિયોગના. પહેલા પ્રકારના મુક્તકો બહુ ઉન્માદક†† છે; છતાં §§**अकाम**ના સ્પર્શથી લેશમાત્ર પણ દૂષિત નથી.

---

* જુઓ મુક્તક ૮૬. † કુદરતી, ઈશ્વરદત્ત. ‡ જમાવટ. § શરીરના અવયવ રૂપ. ¶પસંદ, કબૂલ. **જુઓ ૧,૧૬,૨૦,૪૨,૪૬,૫૮,૮૯,૯૫. †† મસ્ત બનાવનાર. §§ અયુક્ત કામ, ખોટો દોષયુક્ત કામ.

બીજા પ્રકારના મુક્તકોમાં હિંદુ ઘરસંસારનાં અનેક *સ્નેહાર્દ્ર ચિત્રો આલેખાયલાં છે, જેની ખુબી સમજવા આર્યહૃદય †અપેક્ષિત છે. ત્રીજા પ્રકારના મુક્તક અત્યંત કોમળ અને દ્રાવક છે. પણ તેમની કોમળતા અને દ્રાવકતા આ કાળમાં પૂરેપૂરી પ્રીછાવી દુર્ઘટ છે. તાર ટપાલ ને આગગાડીએ વિયોગને નિર્દંશ કરી દીધો છે, અવિયોગ બનાવી મૂક્યો છે. તેને લીધે અમરુનો પ્રવાસ વિપ્રલંભ આજકાલ ભૂસ્તરના પુરાકલ્પની‡ સૃષ્ટિના જેવો મનથી ઊપજાવી કાઢવાનો રહ્યો છે. "કો જાણે અહીં આપણૂં ય મળવૂં થાશે ફરીવા ન વા ?" (૮૫), એ કથનીનો આજે અવસર જ ક્યાં છે ? વર્તમાન સંજોગમાં "પૂર્વે પ્રાણ જ છોડિયા નિજ, પછી પ્રાણેશ તન્વંગીએ" (૮૬), એ પ્રસંગ તો ક્યાંથી જ §ઉપસ્થિત થાય ? આજ પણ ધર્મશાળાઓ પ્રવાસીથી ખાલી નથી હોતી. પરંતુ "છાતીફાટ પ્રવાસી રાત આખી એ એવો રડયો કે ફરી ગામે ત્યારથી પંથીને ઊતરવા દેવાની બંધી કરી" (૯૦), એ બનાવનાં તો કોઇને ગામમાં સ્વપ્ન પણ નથી આવતાં. અમરુના કાળનાં "ખેંચી આંખ વિલોકી વાટ ડગલૂં બેહોશ પાછું ભરી, 'આવંતા કદી હોય કંથ' કરીને જોયે વળી બાપડી" (૯૨) અને "ઊંડા શ્વાસથી તર્વરંત અધરે પીડાઈ નિત્યે ઉરે કો આ ધન્ય અધન્યકેરી અથવા તૂં પ્રીતિ તન્વી ! સ્મરે ?" (૯૫) વગેરે પ્રવાસ વિપ્રલંભનાં મર્મભેદક દૃશ્યો આ કાળના રસિક વાચકને કલ્પનાગમ્ય જ રહેશે.

અમરુ અને સમકાલિત દાક્ષિણાત્ય કવિઓ.

૧૫ સાતમા શતકના દક્ષિણના કવિઓમાં અમરુ કાલક્રમમાં છેલ્લો પણ યોગ્યતામાં પહેલો છે. એના **પુરોયાયી માતંગ દિવાકરે અને જૈન રવિકીર્તિએ એમની હયાતીમાં સારી ખ્યાતિ મેળવી હશે. નવમા દસમા સૈકાનો રાજશેખર પહેલાની સ્તુતિ ગાય છે§§; અને બીજો પોતાને કાલિદાસ અને ભારવિનો સમોવડિયો જણાવે છે¶. એક ઉત્તરના વિદ્વાન

* પ્રેમથી ભીંજાયલાં. † જરૂરનૂં. ‡ ભૂસ્તરવિદ્યાના વહી ગયેલા જૂના યુગો.
§ પ્રાપ્ત, સિદ્ધ. ** પહેલાં થનાર. §§ अहो प्रभावो वाग्देव्या यन्मातङ्गदिवाकरः । श्रीहर्षस्याभवत् सभ्यः समं बाणमयूरयोः॥. ¶ જુઓ એહોલવાળી પ્રશસ્તિના છેલ્લા (૩૮) શ્લોકનૂં ઉત્તરાર્ધ स विजयतां रविकीर्तिः कविताश्रितकालिदासभारविकीर्तिः ॥.

હર્ષની રાજસભામાં બાણ અને મયૂર સાથે પૂજાયો હતો. અન્ય દક્ષિણના બળવાન પુલકેશીના દરબારમાં એકલો જ રાજકૃપા ભોગવતો હતો*. પહેલાએ રાજાની પ્રશંસાના શ્લોક ગાઈ ને જ કૃતાર્થતા માની છે. બીજાએ ઐહોલવાળી પ્રશસ્તિ લખી ને જ કલ્પના ધસવી નાંખી છે. દિવાકરે કે રવિકીર્તિએ એકએ **अमरुशतक**ની પંક્તિનો સાર્વકાલિક કીર્તિ આપનારો કાવ્યગ્રંથ પાછળ મૂક્યો જાણવામાં નથી.

### તત્કાલીન સર્વસુલભ ઉચ્ચ શિક્ષણ.

૧૬ સંસ્કૃત સાહિત્યના ઇતિહાસમાં **દાક્ષિણાત્ય સુવર્ણકાર અમરુ** અને ગૌડ કુંભકાર દ્રોણનાં‡ નામો બહુ ઉપયોગી છે. એ બતાવી આપે છે કે આજથી હજાર બારસેં વરસ ઉપર આપણી સંસ્કૃત વાણી લોકોની બોલી તરીકે વિલુપ્ત છતાં જીવતી જાગતી સર્વપ્રાપ્ય ભાષા હતી. એ જમાનાની ઊંચી કેળવણીનું તે પ્રધાન અંગ મનાતી. શૂદ્ર પણ એનો લોભ રાખતા, અને એનાથી પ્રાપ્ત થતી યોગ્યતાના બળે રાજાઓના અને સરસ્વતીના દરબારમાં તેઓ વિદ્વાન બ્રાહ્મણો સાથે સત્કારમાં ભાગ પડાવતા. આ રીતે સંસ્કૃત જ્ઞાન મેળવવાનો માર્ગ એ સમયમાં બહુ સરળ હતો. જનસમાજ, જે બહુધા અંધકારગ્રસ્ત હોય છે, તેમાં પણ ઊંચી કેળવણીનાં કિરણો ઊંડાં ઊતર્યાં હતાં. એ ગત કાળની સંસ્કૃતજ્ઞાન અને ઉચ્ચ રસિકત્વની ¦સર્વસુલભતા તો ગઈ જ !

### પુનર્જીવનની આખ્યાયિકા.

૧૭ અમરુનું નામ **અમરક**રૂપે પણ લખાયલું મળી આવે છે. એ સંસ્કૃત સ્વરૂપમાં સ્ફુરતા અમરણ-પુનરુજ્જીવનના ભાવને અવલંબી ને ભાષ્યકારકૃત પરકાયપ્રવેશની અદ્ભુતકથા અમરુના વૃત્તાંતમાં ધટવાઈ લાગે છે. એ ભ્રમ સ્થિર થતાં કાલાંતરે કોઈ કલ્પનાશીલ પુરુષે **अमरुशतक**ને નવીન

---

* જુઓ પૂર્વોક્ત પ્રશસ્તિના શ્લોક ૩૫ નું બીજું અને ચોથું ચરણ **सत्याश्रयस्य परमाप्तवता प्रसादं निर्मापितं मतिमता रविकीर्तिनेदम्॥.**
† જુઓ **सुभाषितावलि**માં માતંગ દિવાકરના શ્લોકો. ‡ જુઓ રાજશેખરનું સુભાષિત **सरस्वतीपवित्राणां जातिस्तत्र न देहिनाम् । व्यासस्पर्धी कुलालोऽभूद्यद् द्रोणो भारते कविः ॥.** ¦ બધા લાભ લેઈ શકે એવી સ્થિતિ.

**गुरुशतक** નામ નિવાજ્યું જણાય છે. બાકી આવું પદે પદે શૃંગારરસે રેલાઈ જતું શતક **શંકરાવતાર**રૂપે પૂજાતા **શંકર** ભગવાને રચ્યું હોય એવું ઘડીભર પણ ધારવું, તે તો એ વિજ્ઞાન ને વૈરાગ્યની મૂર્તિનું વગોણું જ કહેવાય. વાસ્તવિક રીતે **અમરુ** કવિ ***ભાષ્યકાર** યતી ક્રથં † બહુ અર્વાચીન છે. સદ્ગત શોધક **કાશીનાથ ત્ર્યંબક** તેલંગ નિર્ધારી ગયેલ છે કે **શંકર** ભગવાન છઠ્ઠા શતકના અંતભાગમાં થયા હતા; અને મેં ઉપર જણાવ્યું છે કે **અમરુ** કવિ સાતમાના છેવટમાં થયો છે.

## अमरुशतकનું નામાંતર.

૧૮ **અમરુ**ની શતશ્લોકીને કેટલીક પ્રતમાં **शृङ्गारशतक** નામ આપેલું જોવામાં આવે છે. **વેમ** ભૂપાલે પોતે રચેલી ટીકાનું નામ **शृङ्गारदीपिका** રાખ્યું છે, તે કદાચ આ ઓછા જાણીતા નામને અનુલક્ષીને હોય. એનું જગતની જીભે ચડેલું નામ તો **अमरुशतक** જ છે. એ નામ વિશ્વવિખ્યાત કીર્તિને લીધે **અમરુ**ની સાહિત્યની કૃતિને અપાયું હોય. આવી રીતે **सूर्यशतक** સાધારણ રીતે **मयूरशतक**ના નામથી જાણીતું થયું છે. આ કલ્પનાના સમર્થનમાં **माघकाव्य, भट्टिकाव्य, मुरारिनाटक** આદિ અનેક દૃષ્ટાંત ઉમેરી શકાય.

## વાચના‡.

૧૯ પંડિત દુર્ગાપ્રસાદે ને શીવડ઼ે સાધંમને છપાવેલા **अमरुशतक**માંથી વીણી વીણી મંગળાચરણના શ્લોક શાથે ૧૦૨ મુક્તક§ મેં અનુવાદ માટે ઉદ્ધાર્યા છે. ઉપરાંત બીજા ૧૪ મુક્તક તારવી કાઢી પૂરવણીમાં લીધા છે. બાકીના ૫૫ શ્લોક તજી દીધા છે. મૂળમાં આપેલા ૧૦૨ મુક્તકમાંથી ૬૮ **रसिकसंजीवनी** અને **शृङ्गारदीपिका** બંનેમાં, ૮ એકલી **रसिकसंजीवनी**માં, ૭ એકલી **शृङ्गारदीपिका**માં, ૧ મૂલમાત્રમાં, ૧૫ **सुभाषितावलि**માં, ૨ **सूक्तिमुक्तावलि**માં અને ૧ **औचित्यविचारचर्चा**માં મળી

* **ब्रह्मसूत्र** ઉપર **शारीरकभाष्य** લખનાર શંકરાચાર્ય. † યતિઓમાં શ્રેષ્ઠ. ‡ Text. § આમાંના **श्रुत्वा नामापि॰** પ્રતીકવાળા શ્લોકને અર્જુનવર્મા પ્રક્ષિપ્ત ધારે છે. પરંતુ વેમ ભૂપાલે તેને અમરુની કૃતિ તરીકે સ્વીકાર્યો છે. વેમની વિવેચનશક્તિને માટે મને માન છે આથી પ્રસ્તુત શ્લોક અમરુશતકમાં સંઘર્યો છે. સંસ્કૃત સુભાષિતસંગ્રહોમાં તે બીજાને નામે નથી.

આવે છે. એમાં ૬૮ શાર્દૂલવિક્રીડિત, ૧૪ હરિણી, ૧૧ શિખરિણી, ૫ સ્રગ્ધરા, ૩ મંદાક્રાંતા અને ૧ વસંતતિલકા છે. આ રીતે આખું શતક, મંગળાચરણનો વસંતતિલકા છંદ બાદ કરતાં, ૧૭ થી ૨૧ અક્ષરનાં પ્રૌઢ વૃત્તમાં રચાયલું જોઇયે છિયે. પૂરવણીમાં ૩ શાર્દૂલવિક્રીડિત, ૩ વસંતતિલકા, ૨ માલિની, ૧ ઉપજાતિ; ૩ અનુષ્ટુભ અને ૨ આર્યા સમાય છે. આ વધારાના મુક્તકોનો મોટો ભાગ અમરુ ઊછરતો કવિ હશે ત્યારે રચવામાં આવ્યો છે. અહીં પ્રૌઢ વૃત્તો બદલે ટૂંકડા છંદો વપરાયલા છે એટલું જ નહિ, પણ રસને બદલે અર્થચિત્ર અને સંપૂર્ણ પ્રબંધસ્વરૂપને બદલે *એકદેશી પ્રસંગ કે ભાવનું નિરૂપણ જોવામાં આવે છે. **यद्यात्रा०** (૧૧૨) મુક્તકમાં તો પ્રસાદની પણ ખામી છે. પૂરવણીના મુક્તકોમાંથી ૪ **सुभाषितावलि**માં, ૨ **सूक्तिमुक्तावलि**માં ને ૧ **शार्ङ्गधरपद्धति**માં અમરુને નામે આપેલા છે; અને ૧ **रसिकसंजीवनी** તથા **शृङ्गारदीपिका** બંનેમાં, ૨ એકલી **रसिकसंजीवनी**માં અને ૪ એકલી **शृङ्गारदीपिका**માં છે.

૨૦ તજી દીધેલા ૬૫ છંદના બે વિભાગ પડે છે. પહેલા વિભાગમાં ૨૮ મુક્તક અને ૧ યુગ્મક આવે છે. સુભાષિતસંગ્રહોમાં આ છંદો બીજાને નામે ચડેલા છે; તે કારણથી તે †અસ્વીકાર્ય જ છે. શૈલી અને વૃત્તના સરખાપણાને લીધે તે **अमरुशतक**માં ઘુસી ગયા હશે. એ બધા પરિશિષ્ટ ૧ માં વિગત સાથે આપ્યા છે. બીજા વિભાગમાં ૩૩ મુક્તક અને ૧ યુગ્મક સમાય છે. તેના કર્તાનાં નામ ઘણે ભાગે હાથ લાગ્યાં નથી. તેમનું સ્વરૂપ કહી આપે છે કે તે અમરુના ન હોય. આ પ્રક્ષિપ્ત શ્લોક મેં પરિશિષ્ટ ૨ માં આપ્યા છે.

૨૧ અમરુના ન્હાનકડા સંગ્રહમાં આખા શ્લોકના શ્લોક સોએ સાઠથી પણ વધારે ઘુસી ગયા છે તે ભલે, પણ કહેવું જોઇયે કે મૂળ પાઠ ઝાઝો ભ્રષ્ટ થવા પામ્યો નથી. ઉદ્ધારેલી શતશ્લોકીમાં છેક વાંધા પડતા પાઠ તો એક બે જ છે. મુક્તકના બાંધાનું આ દૃઢપણું ધ્યાન ખેંચનારૂં છે.

ટીકાકાર.

૨૨ **अमरुशतक** ઉપર દસ પંદર ટીકાઓ થયેલી કહેવાય છે. પરંતુ શતકની ખુબી સમજાવનારી ઉત્તમ ટીકા તો બે જ છે. એ બેમાં પણ વિદ્વત્તા અને પ્રાચીનતામાં ચડતી ટીકા **रसिकसंजीवनी** છે. તે ધારા નગરીના

* Partial. † સ્વીકારવા લાયક નહિ એવા.

રાજા અર્જુનવર્મદેવે રચેલી છે. ભોજ રાજાથી નવમો ગાદીપતિ સુભટવર્મા થયો, જેણે ભોળા ભીમના રાજ્યકાળમાં ગૂજરાત ઉપર ધૂબારો કર્યો હતો. તેનો પુત્ર અને ઉત્તરાધિકારી અર્જુનવર્મા. ભોજ રાજા સ્વર્ગે સિધાવ્યા પછી પરમારકુળને દીપાવનાર રાજા એ જ થયો છે. **रसिकसंजीवनी**માં એ પોતાને **भोजकुलप्रदीप** અને **वीरचूडामणि** એવાં વિશેષણ લગાડે છે, તેમાં અત્યુક્તિ નથી. તેણે બાલ્યાવસ્થામાં જ પાવાગઢ આગળ યુદ્ધમાં જયસિંહનો પરાજય કર્યો હતો*. આ જયસિંહ તે વિ.સં. ૧૨૮૦ ના શાસનપત્રનો **अभिनवसिद्धराज** વિરુદ ધારણ કરનાર ગૂજરાતનો ચૌલુક્ય જયસિંહ હોવો જોઇયે. તેણે વિ.સં. ૧૨૬૬–૭૨ ના ગાળામાં ભોળા ભીમને રાજગાદી ઉપરથી ખસેડી રાજચિહ્ન ધારણ કરી વિ.સં. ૧૨૮૦–૮૩ સૂધી રાજસત્તા ભોગવી હતી. જયસિંહના પરાજયને ઉદ્દેશીને કદાચ **रसिकसंजीवनी**ના આરંભના શ્લોકમાં અર્જુનવર્માએ પોતાને **वीरव्रती** વિશેષણ લગાડ્યું હોય. એ પ્રતાપી રાજા સંસ્કૃતવિદ્યાને સારું ઉત્તેજન આપતો. એના દરબારનો પંડિત †મદન લખે છે, કે વર્તમાન કાળમાં મહારાજ અર્જુનવર્મદેવે સંગીત અને સાહિત્યમાં સંપૂર્ણ કુશળતા મેળવી સરસ્વતીનો વીણાપુસ્તકનો ભાર ઉતાર્યો છે. અર્જુનવર્માની પુસ્તકરૂપ કૃતિ ‡**रसिकसंजीवनी** છે. એમાં એણે **शतक**ની અનેક હાથપ્રત મેળવી વાચના નિર્ધારવા શ્રમ લીધો જણાય છે§. એ ટીકા તેના કર્તાના જ્ઞાનનું બહોળાપણું, ઊંડાપણું

---

* અર્જુનવર્માએ ગૂજરાત ઉપર વિજય મેળવ્યો હતો, તે વિશે બાલસરસ્વતી મદનની રચેલી **पारिजातमञ्जरी** કિંવા **विजयश्री** નાટિકાના પહેલા બે અંક જડ્યા છે. ધાર કિંવા ધારાનગરીની કમાલમૌલા મસીદમાં ચણી લીધેલી એક શિલા છૂટી પડી હતી, તેમાં એ અંકો કોતરેલા મળી આવ્યા છે. કહે છે કે ભોજરાજાએ સ્થાપેલી **सरस्वतीकण्ठाभरण** પાઠશાળાની જ વિધર્મીઓએ કમાલમૌલા મસીદ બનાવી દીધી હતી. એ પાઠશાળામાં અર્જુનવર્માના સમયમાં **पारिजातमञ्जरी** બે શિલાઓમાં કોતરીને રાખવામાં આવી હતી. ખૂટતા બે અંક બીજી હાથ ન લાગેલી શિલામાં હોવા જોઇયે. જડેલા બે અંક Epigraphia Indica માં છપાયા છે. † મદન પંડિત અર્જુનવર્માનો પુરોહિત, ઉપાધ્યાય અને રાજકવિ હતો. ‡ **सुभाषितावलि**માં નીચેનો શ્લોક અર્જુનવર્માને નામે આપ્યો છેઃ–**नीतोऽस्मि येन महतीं सलिलेन वृद्धिं संयोजितश्च सततं गुरुणा फलेन। तच्छोष्यते दिनकृतेत्यतिचिन्तयेव शोकानतं कलमशालिवनं विपाण्डु ॥** એ **रसिकसंजीवनी** માં છે નહિ. § જુઓ **दंपत्योर्निशि** પ્રતીકવાળા સુક્તકના વ્યાખ્યાનમાં આપેલી પાઠભેદની ચર્ચા.

અને ચોકસપણું બતાવવા બસ છે. અર્જુનવર્મદેવ પક્ષપાત રહિત ન્યાયબુદ્ધિથી મૂળના ગુણદોષ પ્રગટ કરે છે; અને નીડરપણે વિરુદ્ધ મતનું ખંડન કરે છે. વિવેચનમાં આગળ પડતી વિદ્વત્તાના પડછે શ્લોકની પસંદગીમાં **संजीवनी**-કારની સાવધાનતા કંઇક ઓછી છે. મુક્તકના શતકમાં બે યુગ્મક પણ ભેગાં પરોવાયાં છે; પ્રૌઢ વૃત્તોના સમૂહમાં અનુષ્ટુભ અને ઉપજાતિ પણ ભળ્યાં છે; અને ધ્વનિની શતશ્લોકીમાં અર્થચિત્રને પણ સ્થાન મળ્યું છે.

૨૩ **शतक**ની બીજી ઉત્તમ ટીકા **शृङ्गारदीपिका** છે. એનો કર્તા **વેમ** ભૂપાલ દક્ષિણાપથના પંટ નામે શૂદ્ર રાજકુળમાં જન્મ્યો હતો. એનો પ્રપિતામહ પ્રોલ ભૂપાલ પંટ વંશનો મૂળપુરુષ હતો. તે ત્રિલિંગ* દેશમાં રાજ્ય કરતો હતો. તેની રાજધાની અદ્દંકિ નગરી હતી. તેને પાંચ પુત્ર હતા; માચ, વેમ, દોડ્ડ, અન્न અને મલ્લ. એમાંના બીજાએ, કૃષ્ણા નદીની શાખા જે પાતાળગંગા, તેનો શ્રીશૈલ આગળ ઘાટ બંધાવ્યો હતો; અને હેમાદ્રિના **दानखण्ड**માં કહેલાં અનેક મહાદાન આપ્યાં હતાં. મોટા માચ નરેંદ્રને ત્રણ પુત્ર થયા; રેડ્ડિપોત, પેદ્દકોટમીંદ્ર અને નાગેંદ્ર. રાજકુમાર પેદ્દકોટમીંદ્ર માચ પછી ગાદીએ આવ્યો. એનો જ્યેષ્ઠ પુત્ર તે **शृङ्गारदीपिका**નો કર્તા વેમ ભૂપાલ. એ પરાક્રમી અને વિદ્યાવિલાસી રાજા હતો. વીરનારાયણ અને જગનોબ્બગંડ બિરુદો એના પ્રતાપની સાક્ષી પૂરે છે. એના પ્રીતિપાત્ર કવિ વામનભટ્ટબાણે સંસ્કૃતમાં **वेमभूपालचरित**† રચ્યું છે, તેમાં એની વિજયયાત્રાનું અદ્ભુત વર્ણન છે. એ અત્યુક્તિના ઢગલામાં છેવાડો એક સત્યોક્તિનો કણ જડે છે, તે એની રસિકતાની પિછાન આપે છે‡. કહે છે કે વેમ ભૂપાલને નિત્ય રસમય કાવ્યો સાંભળવાનો શોખ હતો. શાસનપત્રો ઉપરથી પણ જોવામાં આવે છે કે પંટકુળના રાજાઓ રસિક અને પંડિતોના પૂજનારા હતા. પ્રશસ્તિકાર ત્રિલોચનાર્યને §અન્નવેમ વસંતરાય જગનોબ્બગંડનો આશ્રય હતો. કુમારગિરિરાજે **मालविकाग्निमित्र**

---

* તેલંગ કિંવા તેલંગણ. † એને **वीरनारायणचरित** પણ કહે છે. તે ઉપરાંત વામનભટ્ટબાણે **पार्वतीपरिणय** નાટક, **शृङ्गारभूषण** ભાણ વગેરે બીજાં પણ પુસ્તકો લખેલાં જાણવામાં છે. ‡ જુઓ **वेमभूपालचरित**ની છેવટમાં **सरसकविकाव्यश्रवणभूषणेन कर्णौ प्रतिदिनमलंकुर्वन्......जयति ...वेमभूपालः।** એ વાક્ય. § અન્નવેમ અને કુમારગિરિરાજ કાકોલત્રીજો થાય. તેમની રાજધાની હાલના Kistna Narasaravupeta તાલુકાના કોંડવીડુ નામે ડુંગરી કિલ્લામાં હતી. જુઓ **प्राचीन लेखमाला, लेख १४३**.

અને **विक्रमोर्वशीय**ની વૃત્તિ લખનાર અમાત્ય કાટયવેમને રાજમહેંદ્રનગરીનો રાજા બનાવ્યો હતો. તેવી જ રીતે અનેક ગદ્યપદ્ય કાવ્યોનો કર્તા વામનભટ્ટબાણ વેમની રાજસભામાં માન પામ્યો હતો. એક વખત કાવ્યચર્ચા ચાલતી હતી તે દરમિયાન સભામાં કોઇએ **અમરુ**ના મુક્તકો કહ્યા. તે સાંભળી વેમ ભૂપાલ બહુ પ્રસન્ન થયો. એના મનમાં **અમરુ**ની **शृङ्गारात्मिका शतश्लोकी** ઉપર સુંદર ટીકા લખવાનો સંકલ્પ થયો. તે લખતા પહેલાં **रसिकसंजीवनी** તેણે જોઈ*. તેમાં નીરસ મુક્તક અને યુગ્મકને સ્થાન મળેલું હોવાથી વેમ ભૂપાલના મનને કંઇક ગ્લાનિ થઈ. તે ઉપરથી તેણે મૂળ શ્લોકનો વધારે સારો સંગ્રહ કરી પંદરમા શતકના પહેલા ચરણમાં **शृङ्गारदीपिका** ટીકા રચી.

૨૪ **અર્જુનવર્મા** અને **વેમ** બંને મુગટધારી વિદ્વાનો છે. રાજાઓ એક સામાન્ય મનુષ્યની કૃતિના ટીકાકાર બને અને તેના ગુણ ગાય, એ પણ દેવી **સ**રસ્વતીની સૃષ્ટિની બલિહારી જ.

૨૫ રસના સ્પષ્ટીકરણમાં **रसिकसंजीवनी** અલંકારશાસ્ત્રની પદ્ધતિ પકડે છે, ત્યારે **शृङ्गारदीपिका** નાટયશાસ્ત્રને સામાન્ય રીતે અનુસરે છે. **અર્જુનવર્મા** શ્લોકના ગુણદોષ તપાસે છે; **વેમ** ભૂપાલ અર્થનું સાદું વ્યાખ્યાન આપી સંતોષ માને છે. ઉત્તરનો ટીકાકાર શ્લોકના સંગ્રહમાં અને પાઠની પસંદગીમાં પ્રમાદ કરે છે, પરંતુ દક્ષિણનો કંઇક સાવધાનતા દર્શાવે છે. એણે સ્વીકારેલી વાચનામાં ટૂંકડાં વૃત્ત કે યુગ્મક નજરે પડતાં નથી. એક ટીકામાં ધ્વનિ ને અલંકારનું અને બીજીમાં વૃત્તિ ને નાયકનાયિકાનું નિરૂપણ ઠીક છે. બંનેનાં વ્યાખ્યાન મનનીય અને માનનીય છે.

૨૬ જેને સ્વતંત્ર રચાયલી સારી જૂની ટીકા કહિયે, તે તો **रसिकसंजीवनी** અને **शृङ्गारदीपिका** એ બે જ છે. એમાંની પહેલીથી પોષણ પામી કોકસંભવાં ને સૂર્યદાસની ટીકાઓ રચાઈ જણાય છે. ‡શેષરામ-

* જુઓ **अलसवलितैः०** પ્રતીકવાળા મુક્તક ઉપરની **शृङ्गारदीपिका**. એમાં **नायिका स्वीया न भवति किंतु परकीया । किं च मुग्धेति संबुद्ध्या ।** એમ જે લખ્યું છે, તે **रसिकसंजीवनी**નાં **इयं स्वस्त्री न भवति ।....सा च मुग्धा नायिका ।** એ વાક્યોનું રૂપાંતર છે. ‡ કોકસંભવે અર્જુનવર્માની વાચના સ્વીકારી છે. **सौराष्ट्र** અને **सैन्धव**નો પ્રસંગવશાત્ નિર્દેશ છે, તેથી ટીકાકાર ઉત્તર હિંદુસ્તાનનો સંભવે છે.

કૃષ્ણે ને *રામાનંદનાથે બીજીનું દોહન કર્યું છે. †રુદ્રમદેવકુમારની વિવૃતિ અતિ સંક્ષિપ્ત છે. આ ટીકાઓમાં મુક્તકોનૂં શૃંગારપરત્વે જ વ્યાખ્યાન આપેલૂં છે. એથી ઊલટૂં રવિચંદ્ર અને રામરુદ્ર શાંતપરત્વે અર્થ પણ કરે છે. પ્રસિદ્ધ અર્વાચીન આલંકારિક અચ્યુતરાય મોડકે પણ ‡**शारदागम**માં ઉભય રસપરત્વે વ્યાખ્યાન આપ્યૂં છે. પરંતુ સુવર્ણકાર અમરુ તે **संक्षेपशंकरजय**નો રાજા અમરુક નથી; એટલે **अमरुशतक** તે **गुरुशतक** પણ નથી. અર્થાત્ શાંતપરત્વે અર્થ અવિવક્ષિત ને અગ્રાહ્ય છે§.

અનુવાદ.

૨૭ અનુવાદ કરવામાં ઉપર કહેલી બંને ટીકાનો છૂટથી ઉપયોગ કર્યો છે. મૂળના સમુદ્ધારને માટે એ બે ટીકા ઉપરાંત **ध्वन्यालोक**, **दशरूप**, **कुवलयानन्द** વગેરે અલંકારગ્રંથોનો અને **सूक्तिमुक्तावलि**, **सुभाषितावलि** વગેરે સંગ્રહગ્રંથોનો આધાર લીધો છે. અનુવાદની પદ્ધતિ પંડિતની નહિ, પણ પ્રતિનિર્માતાની રાખી છે. પંડિતાઈનો અનુવાદ પરભાષાના સાહિત્યના દુભાષિયા છે; એ કંઇ સ્વભાષાના સાહિત્યના કુટુંબી નથી. મૂળની નિર્માણશક્તિની¶ સરસાઈ કરતી પ્રતિનિર્માણશક્તિથી†† જે અનુવાદ રચવામાં આવે છે, તે જ સ્વભાષાના સાહિત્યનૂં અંગ બને છે. ઊંચામાં ઊંચી અનુકરણશક્તિ‡‡ કરતાં પ્રતિનિર્માણશક્તિ ચડિયાતી છે; કેમકે એ §§પ્રતિનિર્માણની શક્તિ છે.

**सारस्वतस्मृतिशुचौ कविपुंगवानां**
**चित्ते स्फुटस्फटिकदर्पणदर्पचौरे ।**
**वाग्देवता स्वयमियं प्रतिबिम्बितेव**
**शुद्धा मतिः प्रभवति स्म कवित्वतत्त्वे ॥ वस्तुपालस्य॥**

---

* જુઓ સદ્‌ગત પંડિત દુર્ગાપ્રસાદના **अमरुशतक**ની પ્રસ્તાવના.

† રામાનંદનાથ, શેષરામકૃષ્ણ ને રુદ્રમદેવ કુમાર તેમનાં નામ ઉપરથી છેક દક્ષિણ તરફના હોવાનો સંભવ છે. રામાનંદનાથ **भूपाल** સંજ્ઞાથી ટીકામાં વેમનૂં નામ લે છે.

‡ એનો નિર્દેશ **साहित्यसार ॥१।७ ६९॥** ના વિવેચનમાં છે.

§ ઈ. સ. ૧૮૮૮ ના મધ્યમાં ગણેશ શાસ્ત્રી લેલે ત્ર્યંબકકરે **अमरुशतक**નૂં મરાઠી પદ્યાત્મક ભાષાંતર બહાર પાડ્યૂં હતૂં, તેમાં શૃંગારપરત્વે જ અર્થ લીધો છે. અનુવાદ એના એ શ્લોકમાં નથી કરવામાં આવ્યો. શાસ્ત્રીજીએ કલકત્તામાં છપાયલા **काव्यसंग्रह**ની વાચના સ્વીકારી છે, તેની સાથે હાથપ્રતોમાં મળી આવેલાં છવ્વીસ વૃત્ત પણ સંગ્રહ્યાં છે.

¶ Creative faculty. †† Re-creative genius.

‡‡ Imitation. §§ Re-creation.

## ત્રિલિંગ દેશનું પંટ કુળ.




આ પત્રક **प्राचीनलेखमाला** ( Kâvyamâlâ Series ) ના લેખ *૧૩૬, ‡૧૪૩, †૧૫૦ અને ૧૫૩§ ઉપરથી ત્યાર કર્યું છે. તેમાં **अमरुशतक**ની **शृङ्गारदीपिका**ના અવતરણશ્લોકની અને **वेमभूपालचरित**ની હકીકત ઉમેરી છે. પહેલા અને બીજા **વેમ**ની સાલ Vani-Vilas Seriesના **पार्वतीपरिणय**ની ભૂમિકામાં આપેલા પત્રકમાંથી લીધી છે. જુઓ Epigraphia Indica *IV, 321–325; ‡III, 60–63; †III, 285–291; §V, 57–66. લેખ ૧૪૩ માં શકાબ્દ **गगनाभ्रविश्व** કહ્યું છે. એ અંકસંજ્ઞાત્મક સાલ તે શક ૧૩૭૦ છે એમ જે Epigraphia Indicaમાં આપ્યું છે, તે ભૂલ છે. **अभ्र** સંજ્ઞા શૂન્યની છે, તેથી વર્ષ ૧૩૦૦ આવે છે. એ સાલ લેખ ૧૫૦ સાથે બંધ બેસે છે.

# अमरुशतकनूं सूचिपत्र.

| | | | | | |
|---|---|---|---|---|---|
| पादाङ्गुष्ठेन | ૮૭ | ૧૩૬ | | | मू. |
| पादासक्ते | ૫૩ | ૬૮ | ૬૮ | ૭૫ | |
| पुराभूदस्माकं | ૭૯ | ૬૯ | ૬૯ | ૮૧ | |
| प्रस्थानं वलयैः | ૮૨ | ૩૫ | ૩૫ | ૩૧ | |
| प्रातः प्रात | ૫૭ | ૩૩ | ૩૩ | ૩૦ | |
| प्रासादे सा | ૧૦૨ | ૧૦૨ | | ૧૦૨ | |
| प्रियकृत | ૨૦ | ૧૧૫ | | ૧૦૦ | |
| भ्रूभेदो गुणि | ૬૩ | ૯૭ | ૯૭ | ૯૫ | |
| मलयमरुतां | ૯૧ | ૩૨ | ૩૨ | | |
| मानव्याधि | ૭૨ | ૧૫૭ | | | सुभा. |
| मुग्धे मुग्ध | ૬ | ૭૦ | ૭૦ | ૮૨ | |
| म्लानं पाण्डु | ૨૬ | ૮૮ | ૮૮ | ૬૨ | |
| यदि विनिहिता | ૬૬ | ૧૪૯ | | | सुभा. |
| यद् गम्यं गुरु | ૬૦ | ૧૫૯ | | | सू.मु. |
| याताः किं न | ૮૩ | ૧૦ | ૧૦ | ૧૧ | |
| याते गोत्र | ૪૮ | ૧૫૧ | | | सुभा. |
| यास्यामीति | ૮૮ | ૭૯ | ૭૯ | | |
| रोहन्तौ प्रथमं | ૮૧ | ૧૧૧ | | ૮૭ | |
| लग्ना नांशुक | ૨૪ | ૬૨ | ૬૨ | ૫૩ | |
| लाक्षालक्ष्म | ૫૬ | ૬૦ | ૬૦ | ૭૧ | |
| लिखन्नास्ते | ૫૧ | ૭ | ૭ | ૯ | शा.प. |
| लीलातामरसा | ૪૩ | ૭૨ | ૭૨ | ૮૦ | |
| लोलभ्रूलतया | ૪૦ | ૮૩ | ૮૩ | ૬૯ | |
| लोलैर् लोचन | ૮૪ | ૬૧ | ૬૧ | ૫૨ | |
| शून्यं वासगृहं | ૧૧ | ૮૨ | ૮૨ | ૭૪ | |
| श्रुत्वा नामापि | ૬૫ | ૫૯ | ૫૯ | ૫૮ | |
| श्लिष्टः कण्ठे | ૫ | ૫૮ | ૫૮ | ૫૧ | |
| संदष्टेऽधर | ૩૨ | ૩૬ | ૩૬ | ૫ | शा.प. |
| सख्यस्तानि | ૨૮ | ૧૧૫ | | | सुभा. |
| सन्त्येवात्र | ૭૬ | ૯૧ | ૯૧ | ૫૯ | |
| सावाला | ૯૯ | ૩૪ | | ૩૪ | |
| सुरतविरतौ | ૧૮ | ૧૫૪ | सुभा.,सू.मु.,शा.प. | | |
| सुप्तोऽयं सखि | ૧૨ | ૩૭ | ૩૭ | ૩૨ | |
| सैवाहं प्रमदा | ૧૭ | ૮૯ | ૮૯ | | |
| स्वं दृष्ट्वा कर | ૪૯ | ૫૫ | ૫૫ | ૪૭ | |

# પૂરવણી ૧ નું સૂચિપત્ર.

| શ્લોક | અનુવાદનો અંક. | મૂળનો અંક ટુ. પ્રમાણે. | ક્યાં મળે આવે છે ? | વિશેષ નોંધ. |
|---|---|---|---|---|
| आलोकयति | १०३ | १४१ | सुभा. | અર્થચિત્ર; ગાથા છંદ. અપક્વ દશાની કૃતિ. |
| कान्तामुखं | १०४ | १६२ | शा.प. | રસની જમાવટ સાથે નવાં નવાં વૃત્તની અજમાયશ. મધ્ય અવસ્થાની કૃતિ. |
| कान्ते कथंचिद् | १०५ | १५८ | सू.मु. | |
| जहिहि सुतनु | १०६ | ३९ | र.३९, शृ.३४ | |
| तन्वङ्ग्या गुरु | १०७ | ९६ | र.९६ | અર્થચિત્ર. અપક્વ દશાની કૃતિ. |
| न जाने | १०८ | ५४ | र.५४ | રસ છે, પણ પ્રબંધના જેવી પુષ્ટતા નથી. છંદ પણ અનુષ્ટુભ જ છે. અલંકારનો મોહ જણાય છે. અપક્વ દશાની કૃતિ હશે. |
| नभसि जलद | १०९ | १०३ | शृ.४९ | રસની જમાવટ સાથે નવાં નવાં વૃત્તની અજમાયશ. મધ્ય અવસ્થાની કૃતિ. |
| नान्तः प्रवेश | ११० | ११४ | शृ.९९ | |
| पुष्पोद्भेद | १११ | १०८ | शृ.६७ | મધ્ય કે પક્વ દશાની કૃતિ. |
| यद्रात्रौ | ११२ | १५० | सुभा. | પ્રસાદની ખામી; રચના કંઇક ક્લિષ્ટ ને અરુચિકર. અપક્વ દશાની કૃતિ હશે. |
| ललितमुरसा | ११३ | १६१ | सू.मु.,शा.प. | અર્થચિત્ર;ગાથાછંદ.અપક્વ દશાની કૃતિ |
| सति प्रदीपे | ११४ | १५३ | सुभा. | રસ છે, પણ પ્રબંધના જેવી પુષ્ટતા નથી. છંદ પણ અનુષ્ટુભ જ છે. અલંકારનો મોહ જણાય છે. અપક્વ દશાની કૃતિ. |
| सा यौवन | ११५ | १५२ | सुभा. | અર્થચિત્ર. અપક્વ દશાની કૃતિ. |
| सालक्तकेन | ११६ | ११६ | शृ.७१ | વૃત્ત વસંતતિલકા છે. મધ્ય દશાની કૃતિ હશે. |

# શુદ્ધિપત્ર.

| પૃષ્ઠ. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| (પહેલાં પૃષ્ઠ ૧–૩૪) | | | |
| ૩ | ૪ | मर्हीं | नहीं |
| | ૧૮ | સહાયતાથી | સહાયતાથી |
| ૪ | ૬ | પ્રપત્ને | પ્રયત્ને |
| | ૮ | નહિ | નહિ |
| ૬ | ૧૩ | ઇનિહાસની | ઇતિહાસની |
| | ૧૪ | સંશોધનતું | સંશોધનનું |
| ૭ | ૨૭ | ૬૦૬ ૪૮ | ૬૦૬–૪૮ |
| ૧૨ | ૯ | શ્રીધ સેન | શ્રીધરસેન |
| | ૨૫ | भर्त | भर्तृ |
| ૧૪ | ૩૨ | §§ | ँँ |
| ૧૮ | ૫ | ભાપામાં | ભાષામાં |
| ૨૦ | ૧૯ | સમકાલિન | સમકાલીન |
| ૨૨ | ૨ | શૃંગારસે | શૃંગાર રસે |
| ૨૩ | ૧૮ | अमरुशतक | अमरुशतक |
| ૨૮ | ૫ | પેદ્દા | પેદ્દ |
| ૩૦ | ૫ | त्युन्नतया | त्युन्नतया |
| (પછીનાં પૃષ્ઠ ૧–૧૦૦) | | | |
| ૪ | ૨ | ક્રીડા | ક્રીટા |
| ૯ | ૨૨ | साप्पपह्नता | साप्यपह्नता |
| ૧૦ | ૯-૧૦ | રોમાચ | રોમાંચ |
| | ૧૩ | प्पनङ्गेन | प्यनङ्गेन |
| ૧૧ | ૯ | किम् | किम् * |
| | ૨૬ | लीनां | लीना |
| ૧૨ | ૨૮ | ૭૭૪૬ | ૪૭૪૬ |
| ૧૩ | ૧૩ | परुष | परुषे |
| | ૧૪ | गाढै ष्ठ | गाढौष्ठ |
| | ૧૫ | नाकृष्या | नाकृष्या |
| | ૨૫ | मारोप्य | मारोप्य |
| ૧૪ | ૧૫ | व्मतिकरे | व्यतिकरे |
| | ૨૪ | પ્રાગલ્મ્ય | પ્રાગલ્ભ્ય. |
| ૧૬ | ૪ | पत्युनेंत्रे | पत्युर्नेत्रे |
| | ૫ | वि तौ | विरतौ |
| | ૨૩ | काव्यामु | काव्यानु |
| ૧૭ | ૨૯ | व्यत्पये | व्यत्यये |
| ૨૨ | ૨૦ | सह धरेण | सहाधरेण |
| ૨૬ | ૬ | અતે | અને |
| ૨૭ | ૬ | मिय | प्रिय |
| ૨૯ | ૨૯ | थैमाम वाष्प | थमामि वाष्प |
| ૩૧ | ૨૬ | मनस्कारो | मनस्कारो * |
| ૩૨ | ૮ | શોકના | શોક્યના |
| | ૨૮ | स्मातिः | स्मृतिः |
| ૫૦ | ૪ | દુરથી | દૂરથી |
| ૬૧ | ૧૭ | वृत्या | वृत्त्या |
| ૬૫ | ૮ | અધિક | અધિક |
| ૬૮ | ૧૦ | પ્રયાણની | પ્રવાસની |
| ૭૩ | ૨૧ | रार्त्रि | रात्रि |
| ૭૬ | ૧ | પ્રપાસ | પ્રયાસ |
| ૮૦ | ૨૪ | વપાદ | વિષાદ |
| ૮૯ | ૧૬ | घीरितः | धीरितः |
| ૯૦ | ૪ | सखी | सखी |
| ૯૨ | ૭ | आशाङ्क्य | आशङ्क्य |
| | ૨૯ | विषभ | विषमः |
| | | ज़ुभा॰ | सुभा॰ |
| ૯૩ | ૧૧ | ની | દશરૂપની |
| ૯૫ | ૨૧ | તલ | તાલ |
| ૯૬ | ૧૧ | હતો. | હતો, |
| | ૨૩ | उत्त | उत्तर |

# કેશવલાલ હર્ષદરાય ધ્રુવે

## પ્રસિદ્ધ કરેલાં

## પુસ્તકો.

| [નામ.] | [મૂલ્ય રૂ. | આ. | પા.] |
|---|---|---|---|
| *†મેળની મુદ્રિકા કિંવા મુદ્રારાક્ષસ નાટક ( આ. ૫ ) | ૧ | ૪ | ૦ |
| *†પરાક્રમની પ્રસાદી કિંવા વિક્રમોર્વશીય નાટક ( આ. ૫ ) | ૧ | ૦ | ૦ |
| *†સાચું સ્વપ્ન કિંવા સ્વપ્નવાસવદત્ત. નાટક ( આ. ૧ ) | ૧ | ૮ | ૦ |
| * પ્રિયદર્શના નાટિકા ( આ. ૨ ) | ૦ | ૧૨ | ૦ |
| ગીતગોવિંદ ( આ. ૪ ) | ૧ | ૮ | ૦ |
| અમરુશતક ( આ. ૪ ) | ૧ | ૪ | ૦ |
| છાયાઘટકર્પર ( આ. ૧ ) | ૦ | ૧ | ૦ |
| **मुद्राराक्षस**, સંસ્કૃત મૂળ ઇંગ્રેજી ટીકા સાથે ( આ. ૧ ) | ૧ | ૧૪ | ૦ |
| ‡ ભાલણકૃત કાદંબરી, પૂર્વ ભાગ, સમજૂતી સાથે ( આ. ૧ ) | ૩ | ૦ | ૦ |

## હવે પછી પ્રસિદ્ધ થવાનાં.

મધ્યમ નાટક.

પ્રધાનની પ્રતિજ્ઞા કિંવા પ્રતિજ્ઞાયૌગંધરાયણ નાટક.

ભાલણકૃત કાદંબરી, ઉત્તર ભાગ, સમજૂતી સાથે.

—x•x—

## મળવાનાં ઠેકાણાં.

**મુંબઈ**—મેસર્સ એન. એમ. ત્રિપાઠી ઍંડ કંપની, બુકસેલર્સ, પ્રિન્સેસ સ્ટ્રીટ, કાલબાદેવી રોડ.

**અમદાવાદ**—રા. મહાદેવ રામચંદ્ર જાગુટે, બુકસેલર, ત્રણ દરવાજા.

રા. જીવનલાલ અમરશી મહેતા, બુકસેલર, પીરમશાહ રોડ.

ગૂજરાત ઓરીએંટલ બુક ડીપો, રતનપોળને નાકે.

---

* નિશાળોમાં ઇનામ અને પુસ્તકશાળા માટે મંજુર. † ટ્રેનિંગ કાલેજોમાં અને સેકંડરી સ્કૂલોમાં ભણતરના પુસ્તક તરીકે મંજુર ‡ M.A. માં પાઠ્ય પુસ્તક તરીકે મંજુર, મુંબઈ.

# अमरुशतक.

મંગળાચરણ.

ज्याकृष्टिबद्धखटकामुखपाणिपृष्ठ-
प्रेङ्खन्नखांशुचयसंवलितोऽम्बिकायाः ।
त्वां पातु मञ्जरितपल्लवकर्णपूर-
लोभभ्रमद्भ्रमरविभ्रमभृत् कटाक्षः ॥ १ ॥

દૃષ્ટિ–દ્વિરેફ કરપલ્લવ કર્ણપૂરે
રૂડી નખાંશુમય મંજરીમાં રમી રહે
એવી વિધે પણછ પૂરણ ખેંચતાં જે,
રક્ષો સદૈવ સઉને જગદંબિકા તે! ૧

દ્વિરેફ–ભમરો. કરપલ્લવ–કૂંપળ જેવો હાથ. કર્ણપૂર–કર્ણફૂલ. નખાંશુ–નખનાં કિરણ. મંજરી–રેસા.

કૂંપળ જેવો હાથ કાને અડી કર્ણફૂલરૂપ બને છે, તેના વિશે આંગળીઓના નખનાં કિરણ રેસારૂપ દીસે છે, તેમાં રમતી તિરછી ચંચળ દૃષ્ટિ ભમતા ભમરારૂપ ભાસે છે; એવી રીતે શરારોપણનો ભાવ ભજવતાં જે પણછ ખેંચે છે, તે નૃત્તકુશળ દેવી જગદંબા સઉનું સર્વદા રક્ષણ કરો!

भरतनाट्यशास्त्र જેને खटकामुख * નામે असंयुत हस्त લખે

* खटकामुख માટે જૂઓ भ. ना. शा. । ९ । ५२–६१ । અને सं. र. । ७ । १३०–१३९ । જૂઓ વળી शृ. दी. માં આપેલો નીચેનો શ્લોકઃ–
तर्जनीमध्यमामध्ये पुङ्खोऽङ्गुष्ठेन पीड्यते । यस्मिन्ननामिकायोगे स हस्तः खटकामुखः ॥

છે, તેનો અહીં નિર્દેશ છે. તેને અંગે શ્યામ શ્વેત ને શવલ એ રીતે જે ત્રણ પ્રકારની દૃષ્ટિ કહેવાય છે, તેમાંની શ્યામ દૃષ્ટિનું નિરૂપણ છે.

આ શ્લોકમાં કવિની જગદંબા પ્રત્યેની રતિ અંગી છે. પૂર્વાર્ધમાં રૂપક અલંકાર છે. શક્તિરૂપે ઇષ્ટ દેવતાનું આરાધન સાભિપ્રાય છે. પ્રતિપાદ્ય શૃંગાર રસનો પ્રધાન આલંબન વિભાવ જે નાયિકા, તેનું એથી સૂચન થાય છે. વસંતતિલકા છંદ.

**क्षिप्तो हस्तावलग्नः प्रसभमभिहतोऽप्याददानोंऽशुकान्तं**
**गृह्णन् केशेष्वपास्तश्चरणनिपतितो नेक्षितः संभ्रमेण ।**
**आलिङ्गन् योऽवधूतस्त्रिपुरयुवतिभिः साश्रुनेत्रोत्पलाभिः**
**कामीवार्द्रापराधः स दहतु दुरितं शांभवो वः शराग्निः ॥२॥**

તર્છોડ્યો હાથ સ્હાતાં ત્રિપુરતરુણીએ અશ્રુ સંપૂર્ણ નેને,
પદ્મે માર્યો ગ્રહંતાં ફડક, પકડતાં કેશ વાર્યો કરે, ને
ક્ષોભે ભાળ્યો ન પાયે પ્રણત, વળગતાં વર્જિયો તર્જી જેને
વાંકે વ્યાકુળ વ્હાલા વત; હરશરનો અગ્નિ દુઃખો દહો તે ! ૨

પ્રણત-નમેલો, પગે પડેલો. વર્જિયો-ચૂકાવ્યો, ટાળ્યો. તર્જી-તુચ્છકારી.

પૂર્વે કવિનો ભારે વાંક પડતો ને પત્ની રીસમાં કવિને તજી જવાનું કરતી, તે વખતે કવિ તેનો હાથ સ્હાતા ને તે તરછોડી છોડાવી દેતી; સાડીની ફડક પકડતા ને તે પણ કમળના પ્રહારથી મૂકાવતી; વ્હાલથી ચુંબન માટે કેશ ગ્રહવા જતા ને તે હાથથી વારતી; પગે પડતા ને તે ચિત્તના ક્ષોભને લીધે લહેતી નહિ; માનથી પગે પડવું સ્વીકાર્યું સમજી ભેટવા જતા ને તે તિરસ્કાર સાથે દૂર ખસી જઈ ચૂકાવતીઃ-તેવી રીતે ત્રિપુરદાહ વખતે મહાદેવજીના બાણથી પ્રગટેલો અગ્નિ આંસુથી ઊભરાતાં નેત્ર ત્રિપુરની તરુણીએ હાથ સ્હાવા જતાં તરછોડી કાઢ્યો, સાડીની ફડક ઝાલતાં હાથમાંના કમળના પ્રહારથી ખંખેરી કાઢ્યો, કેશ પકડવા જતાં હાથથી વાર્યો, પગે પડ્યા છતાં ક્ષોભથી ન લહ્યો, અને અંગે વળગવા જતાં તિરસ્કાર સાથે દૂર ખસી જઈ ચૂકાવ્યો. આવો જે શંકરના બાણનો અગ્નિ, તે તમારાં દુઃખો બાળીને ભસ્મ કરી નાંખો *.

* જૂઓ વામનચાર્યપ્રકાશિત **काव्यप्रकाश**, પૃ. ૫૧૪.

અહીં કવિની શંકર પ્રત્યેની રતિ અંગી છે, અને ત્રિપુરદાહથી પ્રકાશતો ત્રિપુરારિનો ઉત્સાહ તેનૂં અંગ છે. તે ઉત્સાહને અશ્રુપાત નામે સાત્વિક ભાવથી અને આવેગ નામે સંચારી ભાવથી પ્રસરતો કરુણ રસ ખીલાવે છે. પ્રિયતમના મરણરૂપ આત્યંતિક વિયોગને લીધે જામતો કરુણ રસ અર્થશ્લેષે પોષાતી ઉપમાએ કરીને ઊપજેલા ઈર્ષ્યામાનાત્મક વિપ્રલંભ શૃંગારથી સંકીર્ણ છે. એ રીતે કરુણ અને શૃંગાર પરસ્પર વિરુદ્ધ છતાં અંગી અને અંગરૂપે આવી ખુબીમાં વધારો કરે છે. તેટલા માટે વિરોધી રસ અંગાંગિભાવથી જોડાઈ પરસ્પર ભૂષણરૂપ બને છે તેના દૃષ્ટાંત તરીકે **साहित्यदर्पण**માં આ શ્લોક ઊતાર્યો છે. આ સ્થળે રસ ભાવને શોભાવે છે, તેથી **कुवलयानन्द** પ્રમાણે રસવાન્ અલંકાર બને છે. ઉપમા અને પર્યાય તેના ભેળા છે.

પ્રથમ શ્લોકમાં આલંબન વિભાવ સૂચવી આ શ્લોકમાં ઈર્ષ્યામાનાત્મક વિપ્રલંભ શૃંગારની ઘટનાથી પ્રતિપાદ્ય શૃંગાર રસની વિપ્રલંભ કોટિનૂં દિગ્દર્શન કવિએ કરાવ્યૂં છે. વળી શૃંગાર અને કરુણની એકત્ર જમાવટથી તથા તે બે રસ વડે ઉત્સાહના પોષણથી કવિએ વિરોધી સંકીર્ણ રસવાળા પ્રબંધ રચવાની કુશળતા પ્રકાશી છે. મહારાજા **અર્જુનવર્મદેવ** **रसिकसंजीवनी**માં લખે છે, કે સંકીર્ણ રસવાળા પ્રબંધ રચવામાં કવિની કસોટી છે. એક એક શ્લોકમાં આવી અસાધારણ રસસામગ્રી હોવાથી જ **भरतनाट्यशास्त्र**ના ટીકાકાર કહે છે, કે અમરુ કવિનો એક એક શ્લોક સો સો પ્રબંધો બરાબર છે. સ્રગ્ધરા છંદ.

**आलोलामलकावलीमकुसुमां* विभ्रच्चलत्कुण्डलं**
**किंचिन्मृष्टविशेषकं तनुतरैः स्वेदाम्भसः सीकरैः ।**
**तन्व्या यत्सुरतान्ततान्तनयनं वक्त्रं रतिव्यत्यये**
**तत्त्वां पातु चिराय किं हरिहरब्रह्मादिभिर्दैवतैः ॥ ३ ॥**

ઝૂલે ઢીલી લટો શિરે, ફૂલ ગરે, કાને ઝુમે કુંડળે,
ભાલે સ્વેદતણા ઝીણા જળકણે લૂછાય છે પીયળે,
ને વ્હીલાં નયનો ય બે બની રહે; એવૂં રતિવ્યત્યયે
તન્વીનૂં મુખડૂં જ સૌખ્ય બહવો ! શૂં અન્ય દેવે વળે ? ૩

* अकुसुमाम् પાઠ शार्ङ्गधरपद्धतिમાંથી લીધો છે; અસલમાં विलुलिताम् છે.

સ્વેદ—પરસેવો. રતિવ્યત્યય—ઊલટી ક્રીડા. તન્વી—કૃશ, ગોળાયલા અંગવાળી. સૌખ્ય-સુખ.

અહીં સંભોગ શૃંગાર રસ જમાવ્યો છે. સ્વેદ નામે સાત્ત્વિક ભાવથી પોષાયલો શ્રમ નામે સંચારી ભાવ તેને દીપાવે છે. સ્વભાવોક્તિ અલંકાર છે, તેનું વ્યતિરેક અલંકારનો ધ્વનિ પોષણ કરે છે. નાયિકા પ્રગલ્ભા છે.

શાસ્ત્ર, સંપ્રદાય અને કુળાચાર પ્રમાણે જગદંબા સહિત શંકર ભગવાનની સ્તુતિ કરી કવિએ આ વિલાસસુખની આશંસાયુક્ત મંગળાચરણ આપ્યું છે, તે **काम** પુરુષાર્થની સિદ્ધિ માટે છે. નાયિકાનો ગૂઢ નિર્દેશ કરી, વિપ્રલંભ શૃંગાર પટાંતરે પ્રદર્શી, સંભોગ શૃંગાર બાકી રહ્યો હતો તે જમાવી કવિએ શતકનું સર્વસ્વ સંક્ષેપમાં નિવેદન કર્યું છે. શાર્દૂલવિક્રીડિત છંદ.

સંભોગ શૃંગાર.

**पटालग्ने पत्यौ नमयति मुखं जातविनया**
**हठाश्लेषं वाञ्छत्यपहरति गात्राणि निभृतम् ।**
**अशक्ता चाख्यातुं स्मितमुखसखीदत्तनयना**
**ह्रिया ताम्यत्यन्तः प्रथमपरिहासे नववधूः ॥ ४ ॥**

પિયુજી પર્સતાં પટ વદન નામે વિનયથી;
સરી સંકોરી લે શરીર ભરતાં અંક બળથી;
ન બોલી એ જાણી પ્રથમ પરિહાસે મલપતી–
સખી સામૂં જોયે હિજરઈ કિશોરી શરમીલી. ૪

નામે–નમાવે. અંક ભરતાં–ભેટવા જતાં. પરિહાસ–સ્વામીનું વિનોદ-વાક્ય; ઉદાહરણ માટે જુઓ ભાલણકૃત કાદંબરી, પૂર્વ ભાગ, પૃષ્ઠ ૩૮, પંક્તિ ૧૩–૧૪:-ભોળવી નિ ભૂપ કહિ, જૂઓ, હસ્ત માંહિ સમાય? શકે તૂં અતિ ઉચ્ચ માટિ ઉરજ"અધિકુ થાઇ. મલપતી–મ્હો મલકાવતી. કિશોરી–બાળા.

અહીં વસ્ત્રાલંબન, આલિંગન અને પરિહાસથી પ્રસરેલા અધોદષ્ટિ, શરીરસંકોચ અને દીનતારૂપ અનુભાવથી વ્રીડા નામે સંચારી ભાવ પ્રતીત થાય છે; તે સંભોગ શૃંગારનું પોષણ કરે છે. ઉત્તરાર્ધમાં વિહત નામે નાટ્યાલંકાર છે. ચેષ્ટાકૃત શૃંગારી નર્મ છે. નવોઢા નાયિકા. શિખરિણી છંદ.

**श्लिष्टः कण्ठे किमिति न मया मूढया प्राणनाथ-**
**श्चुम्बत्यस्मिन् वदनविनतिः किं कृता किं न दृष्टः ।**
**नोक्तः कस्मादिति नववधूचेष्टितं चिन्तयन्ती**
**पश्चात्तापं वहति तरुणी प्रेम्णि जाता रसज्ञा ॥ ५ ॥**

'કાં મૂર્ખીએ પ્રિયતમતણે કંઠ નાંખ્યો ન હાથ?
ચૂમંતાં કાં મુખ નમવિયૂં? કાં નિહાળ્યા ન નાથ?
કાં ના બોલી?' અલ્હડપણુની પૂર્વચેષ્ટા વિધે એ
સંભારીને ઉર રસિકડી રાગ જાગ્યે ઝૂરે છે. ૫

પ્રિયતમ–અત્યંત વ્હાલા. અલ્હડપણુ–નવોઢા અવસ્થા. એ વિધે–એ રીતે. રસિકડી-રસના અનુભવવાળી જુવતી. પૂર્વચેષ્ટા–પહેલાંની વર્તણૂક.

અહીં પૂર્વચેષ્ટા સંભારી ઝૂરવા રૂપ કાર્યથી પ્રદર્શિત વિષાદ નામે સંચારી ભાવ સંભોગ શૃંગારને દીપાવે છે. સ્વાનુરાગ પ્રકાશતૂં શૃંગારી નર્મ છે. જ્ઞાતયૌવના નવોઢા નાયિકા. મંદાક્રાંતા છંદ.

**मुग्धे मुग्धतयैव नेतुमखिलः कालः किमारभ्यते**
**मानं धत्स्व धृतिं बधान ऋजुतां दूरे कुरु प्रेयसि ।**
**सख्यैवं प्रतिबोधिता प्रतिवचस्तामाह भीतानना**
**नीचैः शंस हृदि स्थितो हि ननु मे प्राणेश्वरः श्रोष्यति ॥ ६ ॥**

મુગ્ધે! મુગ્ધપણે જ જીવતર કાં ગુમાવવાનૂં કરે?
મેલીને ઋજુતા ધરી વળ કંઇ વ્હાલા શૂં રીસાઈ રહે;
એ રીતે સમજાવતાં જ સખીને વ્હીલી રસીલી કહેઃ–
ધીરે બોલ ધીરે અરે તૂં! સુણશે પ્રાણેશ બેઠા ઉરે. ૬

મુગ્ધપણૂં–અલ્હડપણૂં. ઋજુતા–સરળપણૂં. પ્રાણેશ ઇ.–હૃદયમાં બિરાજતા પ્રાણનાથ; અહીં હૃદયમાંની પિયુની કલ્પનામય છબીમાં શ્રવણધર્મના આરોપપૂર્વક મૂર્તિમાન પ્રાણનાથની ભાવનાથી નાયિકાનો મોટ્ટાયિત નામે સ્વભાવજ અલંકાર બની આવે છે.

'અરે! તૂં એવૂં બોલ માં' એમ સખી પ્રત્યે સ્પષ્ટ નિષેધ નથી કર્યો, તે સખીના બોલ કેમ તરછોડી તોડી પડાય એવી નાયિકાના મનની આશંકા

બતાવે છે. વળી રીસામણાંની શીખવણીના શબ્દો જ કાને પડતાં નાયિકા જે ભયે બ્હીલી બની જાય છે, તે સ્વતઃ ધીરે બોલવાની આવશ્યક્તા સૂચવી પ્રધાનપણે પ્રેમનો ઉદ્રેક પ્રકાશી સંભોગ શૃંગારને બહુ દીપાવે છે. ‘ બ્હીલી ’ પદ એ ઉદ્રેક પ્રકાશતું હોવાથી काव्यप्रकाशમાં આને પદપ્રકાશ્ય અલક્ષ્યક્રમવ્યંગ્યનો દૃષ્ટાંત માનેલો છે. વૈવર્ણ્ય આદિ સાત્વિક ભાવથી પોષિત ભય એમાં સંચારી ભાવરૂપે પ્રકાશે છે; ‘ધીરે બોલ’ ઇ. દીન વચન તેનો અનુભાવ છે. કાવ્યલિંગ અલંકાર છે. વાણી વેષ અને ચેષ્ટાકૃત શૃંગારાંગ ભય નર્મ છે. નાયિકા મુગ્ધા. શાર્દૂલવિક્રીડિત છંદ.

अहं तेनाहूता किमपि कथयामीति विजने
समीपे चासीना सरलहृदयत्वादवहिता ।
ततः कर्णोपान्ते किमपि वदताघ्राय वदनं
गृहीत्वा धम्मिल्ले सखि मम निपीतोऽधररसः ॥ ७॥

‘ અરે ઓરાં આવો, કંઇ કહું ’ કહી તેડી મુજને
પિયુડે એકાંતે; હું પણ ગઈ ભોળે દિલ કને;
તહીં કાને કાંઇ ગણગણી જ, સૂંઘી મુખ બળે
સહી ! સ્હાઈ કેશે અધર મુજ પીધો જ રસીલે. ૭

સ્પષ્ટ છે. ‘ મુખ સૂંઘી ’ શબ્દમાં મુખની અસાધારણ ખુશબોનો ધ્વનિ છે. ‘ બળે ’ શબ્દથી નાયિકાનો અવરોધ ગમ્યમાન છે. ‘હું પણ ગઈ’ ઇ. નાયિકાની મુગ્ધતા પ્રકાશે છે. વિભ્રમ આદિ અનેક અનુભાવથી પ્રતીત થતું નાયકનું ઔત્સુક્ય છળ આદિ પ્રયુક્તિથી પોષણ પામી સંભોગ શૃંગારને ખીલાવે છે. અહીં કૈશિકી વૃત્તિનું નર્મગર્ભ નામે અંગ છે. નાયિકા મુગ્ધા છે. શિખરિણી છંદ.

दृष्ट्वैकासनसंस्थिते प्रियतमे पश्चादुपेत्यादरा-
देकस्या नयने पिधाय विहितक्रीडानुबन्धच्छलः ।
ईषद्वक्रितकंधरः सपुलकप्रेमोल्लसन्मानसा-
मन्तर्हासलसत्कपोलफलकां धूर्तोऽपरां चुम्बति* ॥ १० ॥

* સરખાવો प्रा. ध्रुचा. । २ । ७४ । आसणठिआइ घरिणीइ गहवई झंपिऊण अच्छीइं । दहिरो मोत्तुं सहुं चुम्बिअ अन्नं सढो मुहमो ॥

જોઈ એક જ આસને પ્રિયતમા બંને, પૂંઠેથી ધીરે
આવી આવરી એકનાં રમતમાં નેત્રો કરે આદરે,
રોમો પાંગરતી ભીંજી રતિરસે, હીસી હસંતી ઉરે
બીજીને જુગતે ઝુકી ઝળકતે ગાલે રસીલો ચૂમે. ૧૦

અહીં બે પ્રિયતમા પ્રત્યેની નાયકની પ્રીતિમાં જે ગૂઢ તારતમ્ય છે તે કવિએ તેની ચેષ્ટાથી જણાવ્યું છે. 'રમત' અને 'આદર' પહેલી નાયિકા પ્રત્યે નાયકનું દાક્ષિણ્ય દર્શાવે છે; તેમ ચુંબન બીજી નાયિકા પ્રત્યે તેનો પ્રેમ પ્રકાશે છે. એમાં નેત્ર આવરવાં અને ગાલ ચૂમવો આદિ કાર્યમાં ઝબકતો હર્ષ નામે સંચારી ભાવ છે. રોમાંચ નામે સાત્વિક ભાવ ને આવેગ નામે સંચારી ભાવ તેના સહકારી છે. તે સઉ નાયિકારૂપ આલંબન અને પ્રસંગરૂપ ઉદ્દીપન વિભાવના યોગે પ્રગટેલા રતિ નામે સ્થાયી ભાવથી પ્રકાશતા સંભોગ શૃંગારને ખીલાવે છે. નાયિકા જ્યેષ્ઠા કનિષ્ઠા છે. નાયક દક્ષિણ* છે. काव्यालङ्कारसूत्रवृत्तिમાં તથા सरस्वतीकण्ठाभरणમાં પ્રસ્તુત શ્લોક અર્થશ્લેષ નામે ગુણના ઉદાહરણ તરીકે આપ્યો છે. કૈશિકી વૃત્તિનું નર્મગર્ભ નામે અંગ છે. યુક્તિપોષિત સ્વભાવોક્તિ અલંકાર છે. શાર્દૂલવિક્રીડિત છંદ.

गच्छेत्युन्नतया भ्रुवैव गदितं मन्दं वलन्त्या तया
तेनाप्याञ्चितलोचनद्वयपुटेनाज्ञा गृहीता शनैः ।
संकेताय वलद्दृशा पिशुनिता ज्ञाता च दिक् प्रेयसा
गूढः संगमनिश्चयो गुरुपुरोऽप्येवं युवभ्यां कृतः ॥८॥

'જાઓ' એમ જણાવિયૂં વળી ધીરે ઊંચી ભ્રૂએ સુભ્રૂએ;
ઢાળી નેન ધીમે રહી ગ્રહી તહીં આજ્ઞા પ્રિયાની પ્રિયે;
ને તે જોબનમાં ઝીલંત જુગલે મધ્યે વડીલોની એ
સાને સ્થાન કહ્યૂં લહ્યૂં: મિલનનો સાધ્યો સીધ્યો નિશ્ચયે. ૮

વળી ધીરે–ધીમેથી આડી ફરીને. ભ્રૂ–ભમર. સુભ્રૂ–મનોહર ભવાંવાળી સ્ત્રી. મિલન–મેળાપ, સમાગમ. સાધ્યો–જણાવ્યો, કર્યો. સીધ્યો–સિદ્ધ થયો, અમલમાં મૂકાયો.

---

* જુઓ रसिकसंजीवनी, शृङ्गारदीपिका, सरस्वतीकण्ठाभरण અને वाग्भटकाव्यानुशासनમાં શઠ માન્યો છે.

ભવાની ચાળવણી, આંખના અણસારા, અને માથું નમાવવારૂપ ચેષ્ટા અહીં ઉભયગત ઔત્સુક્ય પ્રકાશે છે. 'વડીલોની મધ્યે' એ. શબ્દસમૂહથી દિવાસંકેત દ્વારા ઔત્સુક્યના અતિશયનો ધ્વનિ છે. તેથી સંભોગ શૃંગાર દીપી ઊઠે છે. એમાં ચેષ્ટાકૃત સંભોગ નર્મ છે. ચેષ્ટાખ્યાપિત શબ્દપ્રમાણ અલંકાર છે. નાયિકા મધ્યા સ્વાધીનપતિકા ને નાયક અનુકૂળ છે. શાર્દૂલવિક્રીડિત છંદ.

**त्वं मुग्धाक्षि विनैव कञ्चुलिकया धत्से मनोहारिणीं**
**लक्ष्मीमित्यभिधायिनि प्रियतमे तद्वीटिकासंस्पृशि ।**
**शय्योपान्तनिविष्टसस्मितवधूनेत्रोत्सवानन्दितो**
**निर्यातः शनकैरलीकवचनोपन्यासमालीजनः* ॥९॥**

'ગોરી ! ચિત્તડું ચોરી લે તું સહજે ચોળી વિના સર્વથા'
એવું ઊચરી ભોળી ભામિનીતણી ગ્રંથિ પિયુ પર્સતાં
સેજે મ્હો મલકાવતી તરુણીનાં નર્તંત નેનો તદા
દેખી મંદિરથી સખી ખસી મિષે ધીમેથી આનંદમાં. ૯

ગ્રંથિ-ગાંઠ. પર્સતાં-અડકતાં. નર્તંત-નાચતાં. મિષ-બ્હાનું.

આલિંગનમાં કંચુકીનો પણ અંતરાય ન ખમતા ઉત્કંઠિત નાયકની ચેષ્ટાનું આ વર્ણન છે. મ્હો મલકાવવાથી નાયિકાની અનુમતિ જણાવી છેઃ અને પ્રસન્ન દૃષ્ટિથી હર્ષ નામે સંચારી ભાવનો ઉદય સૂચવ્યો છે. સખી સમક્ષ કંચુકીની ગ્રંથિ છોડવાનું નાયકનું ચાપલ્ય ઔત્સુક્યનો અતિશય પ્રકાશે છે. સ્પર્શનાત્મક સંભોગ શૃંગાર છે. અહીં શોભા તથા કાંતિ નામે નાટ્યાલંકાર છે; અને **भारतनाट्यशास्त्र**માં કહેલી વિકસ્વર દૃષ્ટિનું નિરૂપણ છે. સંભોગ નર્મ છે. નાયિકા મધ્યા સ્વાધીનપતિકા અને નાયક અનુકૂળ છે. શાર્દૂલવિક્રીડિત છંદ.

**शून्यं वासगृहं विलोक्य शयनादुत्थाय किंचिच्छनैर्-**
**निद्राव्याजमुपागतस्य सुचिरं निर्वर्ण्य पत्युर्मुखम् ।**
**विश्रब्धं परिचुम्ब्य जातपुलकामालोक्य गण्डस्थलीं**
**लज्जानम्रमुखी प्रियेण हसता बाला चिरं चुम्बिता ॥११॥**

---

* **कञ्चुलिका** અને **वीटिका** બોલ પ્રાકૃત ઉપરથી સંસ્કારી લીધેલા જણાય છે; તેવો જ **ताम्बूल** (૫૬) બોલ પણ છે.

વિશેષ સહવાસને લીધે લજ્જા અને ભય કંઇક કમી છે. પ્રેમની જડ ઊંડી જામી છે, અને ઉત્કંઠાનું પૂર ઊલટ્યું છે; એકાંત સ્થળ, રાત્રિનો સમય, પતિની નિદ્રા આદિ ઉદ્દીપનને લીધે વ્યાકુળ બનેલી બાળિકા ઔત્સુક્યના આવેશમાં એકદમ સૂતેલા પિયુના મુખ ઉપર મુખ મૂકે છે. એકાક્ષરી કે અવ્યયમાં અત્યંત ત્વરાનો ભાવ સમાયો છે ને ઔત્સુક્યના અતિશયનો ધ્વનિ રહ્યો છે. અહીં પતિ આલંબન છે અને એકાંતસ્થળ આદિ ઉદ્દીપન છે; તેથી સ્થાયી રતિ ખીલી નીકળી સ્પર્શનાત્મક સંભોગ શૃંગારરૂપે પરિણમે છે. પિયુના મુખ ઉપર મુખ મૂકવારૂપ અનુભાવથી પ્રકાશતું પણ રોમાંચ જોઈ ઊપજેલી વ્રીડાથી ક્ષણભર તિરોહિત થતું ઔત્સુક્ય શૃંગારને ભભકાવે છે. અહીં અધરપાનનો ઉપક્રમ માત્ર છે. કૈશિકી વૃત્તિનું નર્મગર્ભ અંગ છે. શાર્દૂલવિક્રીડિત છંદ.

**आश्लिष्टा रभसाद्विलीयत इवाक्रान्ताप्यनङ्गेन या**
**यस्याः कृत्रिमचण्डवस्तुकरणाकूतेषु खिन्नं मनः ।**
**कोऽयं काहमिति प्रवृत्तसुरता जानाति या नान्तरं**
**रन्तुः सा रमणी स एव रमणः शेषौ तु जायापती ॥१३॥**

પ્રેમાતુર છતાં ય જે જયમ કંઇ જાયે ગળી ભેટતાં,
ધારે અંતર કોડ જે અટપટા ને કારમા ભોગના,
'કો આ ? કોણ હૂં ?' એવૂં એ ન જ લહે ક્રીડારસે જે કદા,
**રામા** તો કહી તે જ, તે જ **રમણે**; જોડાં જ જોડાં બીજાં. ૧૩

પ્રેમાતુર—પ્રેમ, કામથી વિકળ બનેલ. ભોગ–વિલાસ. કદા–ક્યારે પણ, કદી પણ. **રામા** તો ઇ.–તે જ સ્ત્રી પિયુને રમાડનારી (**रामा**), અને અને તે જ પુરુષ પ્રિયાને રમાડનાર (**रमण**) કહેવાય; અર્થાત્ સંપૂર્ણ વિલાસીપણાને લીધે **रमण** અને **रामा** પદ તેમના જ વિશે સાર્થક છે; બાકી બીજાં ધણીધણિયાણીનાં જોડાં તે જોડાં જ, લાકડે માંકડૂં વળગાડી જોડયા જેવાં જ સમજવાં.

અહીં હર્ષ ઔત્સુક્ય અને મોહ નામે સંચારી ભાવોની શવલતા છે. આલિંગનપ્રસંગે પ્રિયજનના શરીરમાં સમાઈ જવારૂપ અનુભાવથી હર્ષ, નાના પ્રકારની ક્રીડાના કોડરૂપ અનુભાવથી ઔત્સુક્ય, અને ક્રીડાપ્રસંગે તદાકારપણાથી મોહ પ્રતીત થાય છે. તે સઉ સંભોગ શૃંગારને ખીલાવે છે.

**રમણ**, **રામા**, જોડાં, આદિ પદમાં પદપ્રકાશ્ય અર્થાંતરસંક્રમિતવાચ્ય ધ્વનિ છે. કૈશિકી વૃત્તિનું નર્મસ્ફોટ નામે અંગ છે. શાર્દૂલવિક્રીડિત છંદ.

**गाढालिङ्गनवामनीकृतकुचप्रोद्भूतरोमोद्गमा**
**सान्द्रस्नेहरसातिरेकविगलत्काञ्चीप्रदेशाम्बरा ।**
**मा मा मानद माति मामलमिति क्षामाक्षरोल्लापिनी**
**सुप्ता किं नु मृता नु किं मनसि मे लीना विलीना नु किम् ॥१४**

ભીડંતાં ભુજજંત્ર માંહિ પુલકો છાયા કુચે વામણે;
ઉલ્લાસે રસના તૂટી જ રસના: છૂટી પડયું અંબરે;
ને 'ન્હૈ–નાવ–નહિ–અરે નહિ–મને....' કહેતી જ લ્હીલે સુરે
સૂતી શૂં, શમી શૂં, ઉરે ઊતરી શૂં ઊંડી, ગળી ગૈ શૂં એ ! ૧૪

પુલક—રોમાંચ. વામણા—દબાઈ ચપટા બનેલા. રસના—કટીમેખળા.

અહીં ક્રીડાના આરંભે નાયિકાની અવસ્થાનું નાયકાના મુખે વર્ણન છે. ભુજમાં જંત્રનો આરોપ આલિંગનનું દઢત્વ દર્શાવે છે. પુલક છાવાથી રોમાંચ નામે સાત્ત્વિક ભાવ બતાવ્યો છે. બીજા ચરણમાં પ્રિયતમના સ્પર્શથી ઉત્પન્ન થયેલો વેપથુ નામે સાત્ત્વિક ભાવ વસ્ત્ર સરી પડવાથી લક્ષિત છે. ત્રીજા ચરણમાં સ્વરભંગ નામે સાત્ત્વિક ભાવ સાથે મોહનો વિકાસ છે. ચોથા ચરણમાં આનંદજન્ય સ્તંભ નામે સાત્ત્વિક ભાવ પ્રલય નામે સાત્ત્વિક ભાવમાં પરિણામ પામે છે. તેની પરંપરા ચાર ઉત્પ્રેક્ષાથી દર્શાવી છે. ગદ્‌ગદ સ્વરે બોલતાં અર્ધેથી જ બંધ પડી નાયિકા સ્તબ્ધ-નિશ્ચળ બની જાય છે, તેથી શૂં ઊંઘી ગઈ એવો ભાસ થાય છે; પરંતુ ઊંઘતા મનુષ્યનું ઘોરવૂં પણ સંભળાય છે, તે ન હોવાથી શૂં શમી–શમશમાકાર બની ગઈ એમ મનમાં થઈ આવે છે; પણ ગાઢ નિદ્રામાં પડેલા મનુષ્યની બાહ્ય સ્પર્શથી પણ પ્રતીતિ થાય છે, તે લક્ષમાં ન આવ્યાથી શૂં ભીંતર ઊંડી ઊતરી ગઈ

* સરખાવો **सुभाषितावलि**, શ્લોક ૧૪૫૨, નામ રહિતઃ—**किं नु लीना विलीना किं सुप्ता किं नु मृता नु किम् । पारिष्वक्तैव कुरुते सा मे शङ्काशतं प्रिया ॥** સરખાવો વળી પુરોગામી ભટ્ટિનો નીચેનો શ્લોકઃ— **पेक्षिष्महि मुहुः सुप्तां यां मृताशङ्कया वयम् । अकाले दुर्मरमहो यज्जीवामस्तथा विना ॥ भट्टि० । ६ । १४ ॥**

એમ કહે છે. પરંતુ હૃદયમાં તરતી મૂર્તિ પણ પૃથક્ લહેવામાં આવે છે, તેમ ન લહેવાયાથી શું શરીરમાં ગળી ગઈ—સમાઈ રહી એમ ધારે છે.

અહીં નાયકની વિકૃતિ પણ ધ્યાનમાં લેવા યોગ્ય છે. પહેલાં ત્રણ ચરણમાં અનુક્રમે સ્પર્શ, રૂપ અને શબ્દ ગ્રહણ કરવાની શક્તિ તેનામાં અક્ષત જોવ માં આવે છે; પરંતુ તે બહિરંગ સુરતમાં જ. પછી તો તે પણ રસમાં લીન બની જાય છે; અને ક્રમે ક્રમે દૃષ્ટિલોપ, સ્પર્શલોપ, અને ચેતનાલોપ સંબંધી પ્રિયા વિશે વિવિધ સંભાવના કરતાં તે પણ પ્રલય ભાવથી ઘેરાઈ જાય છે.

નિર્દિષ્ટ અનુરૂપ નાયક નાયિકા રૂપી આલંબન અને અનુક્ત એકાંત સ્થળ આદિ સબળ ઉદ્દીપનને લીધે અંકુરિત થયેલો રતિ નામે સ્થાયી ભાવ સ્તંભ સ્વરભંગ રોમાંચ વેપથુ આદિ સાત્ત્વિક ભાવના અને ઔત્સુક્ય હર્ષ મોહ આદિ સંચારી ભાવના યોગે ખીલી નીકળી સંભોગ શૃંગાર રૂપે પરિણામ પામે છે. 'મને પીડો નહિ, મને ન પીડો' એમ કહેવા જતાં સ્વરભંગને લીધે 'પીડો' પદ કહેવું રહી જાય છે, તેથી ચમત્કારમાં વધારો થાય છે; તેને લીધે **काव्यप्रकाश, वाग्भटकाव्यानुशासन** અને **साहित्यदर्पण**માં પ્રસંગે ન્યૂનપદત્વ ગુણરૂપ બને છે, તેના ઉદાહરણ તરીકે આ શ્લોક આપ્યો છે. **अलंकारसर्वस्व**માં પ્રસ્તુત શ્લોક પ્રેય અલંકારનો દૃષ્ટાંત ગણ્યો છે. અહીં પણ નર્મસ્ફોટ છે. નાયિકા પ્રૌઢા છે. શાર્દૂલવિક્રીડિત છંદ.

**कान्ते तल्पमुपागते विगलिता नीवी स्वयं तत्क्षणा-**
**द्वासो विश्लथमेखलागुणधृतं किंचिन्नितम्बे स्थितम् ।**
**एतावत्सखि वेद्मि सांप्रतमहं तस्याङ्गसङ्गे पुनः**
**कोऽयं कास्मि रतं नु वा कथमिति स्वल्पापि मे न स्मृतिः*॥१५॥**

---

* સરખાવો **शृङ्गारतिलक** પરિચ્છેદ ૧, શ્લોક ૪૩ નું ઉદાહરણ:—**धन्यास्ताः सखि योषितः प्रियतमे सर्वाङ्गलग्नेऽपि याः प्रागल्भ्यं प्रथयन्ति मोहनविधावालम्ब्य धैर्यं महत् । अस्माकं तु तदीयपाणिकमलेऽप्युन्मोचयत्यंशुकं कोऽयं का वयमत्र किं नु सुरतं नैव स्मृतिर्जायते ॥** અને વળી **शार्ङ्गधरपद्धति**, શ્લોક ૭૪૯; વિજ્જકાકૃત:—**धन्यासि या प्रथयसि प्रियसंगमेऽपि विश्रब्धचाटुकशतानि रतान्तरेषु । नीवीं प्रति प्रणिहिते तु करे प्रियेण सख्यः शपामि यदि किंचिदपि स्मरामि ॥**

શય્યાએ પિયુ પોઢતાં જ સહજે ગ્રંથિ વછૂટી ગઈ
ને પૂંઠે સરી મેખળા પટ રહ્યું કોરે ઝલાઈ કંઈ.
જાણું હું અત્ર એટલું. પણ અડ્યાં જ્યાં અંગ અંગે, તહીં
કો એ ? કોય હું? કેવી કેલિ? મુજને ના શુદ્ધિ નામે સહી. ૧૫

ગ્રંથિ-નીચલા વસ્ત્રની ગાંઠ. મેખળા-કંદોરો.

અહીં ગાંઠ છૂટી જવી ને સાડી સરકી જવી વગેરે વેપથુ નામે સાત્ત્વિક ભાવને લીધે છે. સ્પર્શ થતાં રોમાંચ નામે સાત્ત્વિક ભાવ અનુલક્ષિત છે. તે દ્વારા ઊલટતા આનંદથી મોહ નામે સંચારી ભાવનો ઉદય વર્ણવ્યો છે તે સર્વ પરંપરાએ સંભોગ શૃંગારનું પોષણ કરે છે. આત્મોપક્ષેપ નર્મ છે. નાયિકા મધ્યા સ્વાધીનપતિકા અને નાયક અનુકૂલ છે. શાર્દૂલવિક્રીડિત છંદ.

पश्याश्लेषविशीर्णचन्दनरजःपुञ्जप्रसङ्गादियं*
शय्या संप्रति कोमलाङ्गि परुषेत्य(?)ङ्गे मां वक्षसि ।
गाढं चुम्बनपूर्वमाकुलतया पादाग्रसंदंशक-
नाकृष्य प्रवरमात्मनो यदुचितं धूर्तेन तत्प्रस्तुतम्† ॥१६॥

'જો ! આ ચંદનની નરી રજ ગરી આલિંગને સેજમાં
તે તન્વી ! તન ખૂંચશે' કહીં ઉરે આરોપીને હેજમાં
દૈ દૈ દંશ ચૂમી ચૂમી કરી મને બેબાકુળી, પાયના
અંકોડે હરી અંબરે નિજ પૂરા પૂર્યા શઠે કોડ ત્યાં. ૧૬

ઉર—છાતી. હેજ—સ્નેહ. નિજ—એમના પોતાના. શઠ—ધૂર્ત.

અહીં મનાયલી સ્વીયા પ્રૌઢા નાયિકા છે. પ્રણયમાનની અવસ્થામાં

---

* प्रसङ्गात् પાઠ सुभाषितावलि અને अलंकारकौस्तुभ ઉપરથી લીધો છે. અસલમાં प्रकर्षात् છે.

† સરખાવો बिल्हणकाव्य । ३५ । आलिङ्ग्य गाढमवगाह्य(?)मुपनीय शय्यामारोप्य वक्षसि रदैर्निपीड्य चौष्ठम् । सोऽङ्गुष्ठकेन चरणाग्रभवेन वस्त्रमाकृष्य चाकुलतरं सुरतं चकार ॥

ચંદનનો લેપ સુકાઈને મનાતાં આલિંગને રજ રૂપે ગરી પડ્યો, એવા ભારે હૃદયના તાપથી પ્રદર્શિત વિષાદ નામે સંચારી ભાવ ગમ્યમાન છે; જેને લીધે 'તન્વી' પદની સાર્થકતા છે. ચંદનની રજ પણ શરીરે ખૂંચશે એમ કહેવાથી નાયિકાની કૃશતા અને સુકુમારતાના અતિશયનો ધ્વનિ છે 'નિજ' આદિ પદે ઊલટી ક્રીડા છે એમ જણાવ્યું છે. તેની સાથે નાયિકાની લજ્જા પણ સૂચવી છે. વક્ષઃસમારોપ, વસ્ત્રહરણ આદિ અનુભાવ સહિત ઔત્સુક્ય આદિ સંચારી ભાવથી ખીલેલો, પૂર્વાન્તસ્થિત માન વિપ્રલંભથી વિશેષ દીપી ઊઠતો સંભોગ શૃંગાર છે. લલિત નામે નાયકના સાત્ત્વિક ગુણનું પણ નિરૂપણ છે. કૈશિકી વૃત્તિનું નર્મગર્ભ અંગ છે. અપ્રસ્તુતપ્રશંસા અલંકાર છે. શાર્દૂલવિક્રીડિત છંદ.

**सैवाहं प्रमदा नृणामधिगतावेतौ च तौ नूपुरा-**
**वेषाऽऽक्रमवृत्तिरेव सहजव्रीडाधनः स्त्रीजनः ।**
**इत्थं लज्जितया स्मृतेरुपगमे मत्वा तनुं संभ्रमात्**
**पुंभावः प्रथमं रतिव्यतिकरे मुक्तस्ततो वल्लभः ॥१७॥**

'હું તે મસ્ત બની શીં આ ? ઝમકતાં મંજીર સા જાણશે;
આ તો ના અમને ઘટે; ઘરુણીંનૂં લજ્જા ઘરેણૂં દીસે'
પામી શુદ્ધિ થતાં જ ભાન તનનૂં તન્વી તહીં એ વિધે
લાજે બૂડતીં પુંસ્થિતિ પ્રથમ ને પિયુ પછીથી મૂકે ૧૭

મંજીર—ઝાંઝર. તન્વી ચોળાયલા અંગની. પુંસ્થિતિ—ઊલટી ક્રીડાની સ્થિતિ.

અહીં પહેલા ચરણમાં 'તે' પદમાં પોતાના પ્રસિદ્ધ લજ્જાવિનયાદિ ગુણનો ને 'આ' પદથી ઊલટી ક્રીડાને લીધે દીસી આવતી ધૃષ્ટતાનો ધ્વનિ છે. વળી બીજા ચરણમાં 'આ' પદથી પ્રાગલ્ભ્ય લક્ષિત છે. તેથી મર્યાદાના ઉલ્લંઘનથી પ્રગટેલૂં ભય વ્યંગ્ય છે. એકદમ પુંસ્થિતિના પરિત્યાગરૂપ અનુભાવથી મતિ નામે સંચારી ભાવના ઉદયની પ્રતીતિ થાય છે તે પહેલાં સહુ કંઈ વીસરી જવારૂપ કાર્યથી મોહની સ્થિતિ અનુલક્ષિત છે. પૂર્વોક્ત

મતિના સ્મૃતિ વ્રીડા આદિ ભાવ સહકારી છે. તે સઉ સંભોગ શૃંગારને પોષે છે. અહીં ભય નર્મ છે. શાર્દૂલવિક્રીડિત છંદ.

सुरतविरतौ व्रीडावेशश्रमश्लथहस्तया
　　रहसि गलितं तन्व्या प्राप्तुं न *पारितयांशुकम् ।
रतिरसजडैरङ्गैरङ्गं पिधातुमशक्तया
　　प्रियतमतनौ सर्वाङ्गीणं प्रविष्टमधृष्टया§ ॥ १८ ॥

સુરત વિરમ્યે વ્રીડાએ ને શ્રમે કરી સંસ્તરે
　　સરકી ગયલાં વસ્ત્રો લેઈ શકી ન ઢીલા કરે,
વપુ રતિરસે વ્હીલાં ગાત્રે ન ઢાંકી શકી જ તે
　　પ્રિયતમતણા અંગે તન્વી સલજ્જ સમાય છે. ૧૮

સુરત વિરમ્યે—ક્રીડા અટકતાં, ક્રીડાને અંતે. વ્રીડા—શરમ. શ્રમ—થાક. સંસ્તર—બિછાનૂં. વપુ—શરીર. રતિરસે વ્હીલાં—ક્રીડાના આનંદથી જડ બનેલાં. ગાત્ર—અવયવ. પ્રિયતમ—અત્યંત વ્હાલો, કંથ.

અહીં સ્વીયા મધ્યા નાયિકા છે. ઊલટી ક્રીડાનો આ પ્રસંગ છે એમ વસ્ત્રો સરકી પડવાથી તથા નાયિકા પિયુના શરીરમાં સમાવાથી સૂચિત છે. કંથના શરીર સાથે લપટાવૂં આદિ કાર્યથી પ્રતીત થતા વ્રીડા નામે સંચારી ભાવનૂં નિરૂપણ છે. વિલાસના શ્રમથી ઉત્પન્ન થયેલું આલસ્ય તેનૂં પોષણ કરે છે. ક્રીડાના આનંદથી ઊપજેલી જડતા આલસ્યની સહકારી છે. તે સઉ સંભોગ શૃંગારને દીપાવે છે. ચેષ્ટાકૃત શૃંગારી નર્મ છે. હરિણી છંદ.

---

* **पारितया** પાઠ કલ્પિત છે. અસલમાં **पारितम** છે.

§ સરખાવો **गाहासत्तसई ।५।५९। रइविरमलज्जिआओ अप्पत्तणिअंसणाओ सहसव्व । ढक्कन्ति पिअअमालिङ्गणेण जहणं कुलवहूओ ॥** અને વળી **शि॰ व. १० । ४२ । उत्तरीयविनयात् त्रपमाणा रुन्धती किल तदीक्षणमार्गम् । आवरिष्ट विकटेन विवोढुर्वक्षसैव कुचमण्डलमन्या ॥**

करकिसलयं धूत्वा धूत्वा विमार्गति वाससी
क्षिपति सुमनोमालाशेषं प्रदीपशिखां प्रति ।
स्थगयति मुहुः पत्युर्नेत्रे विहस्य समाकुला
सुरतविरतौ रम्यं तन्वी मुहुर्मुहुरीक्षते ॥ १९ ॥

રતિ વિરમતાં વસ્ત્રો શોધે ઝુકી કરપલ્લવે,
ત્રુટિત ફૂલની માળા ફેંકે પ્રદીપ ભણી બળે,
હસી ચકિત શી તન્વી વ્હાલાતણી દૃગ આવરે,
મધુરમધુરૂં ઢીલી ન્હીલી છબીલી વળી જુએ. ૧૯

રતિ-ક્રીડા વિરમતાં-અટકતાં, સમાપ્ત થતં. કરપલ્લવ કૂંપળ જેવા કોમળ હાથ ત્રુટિત-તૂટી ગયેલી. પ્રદીપ-દીવો. દૃગ આંખ. આવરે ઢાંકવા જાય છે.

વસ્ત્ર લેવાનો અને પ્રદીપ ઓલવવાનો પ્રયત્ન નાયિકાની વ્રીડા પ્રકાશે છે. બંને પ્રયત્ન નિષ્ફળ ગયા છે એમ નાયિકાનું ચકિત હાસ્ય સૂચવે છે, તથા પિયુના નેત્ર ઢાંકવાની ત્વરા ખુલ્લું કરે છે. પિયુનાં નેત્ર ઢાંકવામાં પણ તે ફાવતી નથી એ ચોથા ચરણમાં વર્ણવેલી બાવરી દૃષ્ટિ કહી આપે છે.

નાયિકા સ્વીયા પ્રૌઢા છે. અહીં પણ ઊલટી ક્રીડાનો જ પ્રસંગ છે. અનેક અનુભાવથી પ્રતીત થતા વ્રીડા નામે સંચારી ભાવનું નિરૂપણ છે. બીજ રૂપે પ્રકાશના આવેશ સહકારી છે. નાયકના આત્સુક્યના ઉદય પણ છે; પણ તે અપ્રધાન હોવાથી ગૂઢ રીતે સૂચવ્યો છે સંભોગ શૃંગાર છે. **ભરતનાટ્યશાસ્ત્ર**માં જેને વિભ્રાન્તા દૃષ્ટિ કહે છે તેનું અહીં નિરૂપણ છે. કાંતિ નામે નાટ્યાલંકાર પણ છે. ચેષ્ટાકૃત શૃંગારી નર્મ છે. નાયિકાના ચેષ્ટા સંબંધે જુઓ **ભરતનાટ્યશાસ્ત્ર**, અધ્યાય ૨૨, શ્લોક ૨૭૩. કારકદીપક અલંકાર છે. **હૈમ-કાવ્યાનુશાસન**માં શોભાના દૃષ્ટાંત તરીકે આ શ્લોક આપ્યો છે. હરિણી છંદ.

प्रियकृतपटस्तेयक्रीडाविडम्बनविह्वलां
किमपि करुणालापां तन्वीमुदीक्ष्य ससंभ्रमम् ।
अपि विगलिते स्कन्धावारे गते सुरताहवे
त्रिभुवनमहाधन्वी स्थाने न्यवर्तत मन्मथः ॥२०॥

પિયુ પજવતાં સંતાડી દૈ દુકૂલ વિનોદમાં
કગરતી કરે જોડી વ્હીલી છબીલી વિલોકતાં,
વિજય વજવી ડેરાતંબૂ ઊઠાવી વળ્યો છતાં
ઠીક જ કુમકે ધાયો ધન્વી ધુરંધર કામ ત્યાં. ૨૦

દુકૂલ-વસ્ત્ર. ઠીક જ૦-ભલું કર્યું કે વ્હારે ચડયો. ધન્વી-બાણાવળી. ધુરંધર-સમર્થ.

અહીં વિલાસસુખની સમાપ્તિ પછીનું વર્ણન છે, કામની સેના તે હાવ ભાવ લીલા કટાક્ષ આદિ ઉદ્દીપનસામગ્રી સમજવી. ત્રીજા ચરણે કરીને ક્રીડાની દરમિયાન લજ્જાનો પરાભવ અને ધૃષ્ટતાનો ઉદય લક્ષિત છે; ત્યમ વળી કામદેવ વિજયનો ડંકો વજવી મુકામ ઊઠાવી પાછો વળ્યો હતો એમ કહેવાથી, ફૂલના હાર, ચંદનનો લેપ, હીરામોતીનાં આભૂષણ વગેરે વિલાસના અંગની સામગ્રી પણ સઉ છિન્નભિન્ન થયા સાથે કામ પોખાયાનું સૂચિત છે. ચોથા ચરણમાં પરાભવ પામેલી લજ્જા સાડી સંતાડી રાખ્યાથી નાયિકાને પુનઃ પરાભવતી જોઈ કામદેવ તેની વ્હારે ચડયો, એમ કહ્યું છે: તેનો અભિપ્રાય એવો છે કે વ્રીડાને લીધે નાયિકાની મનોહર વ્યાકુળતાથી નાયકનો પોખાયલો કામ પુનઃ પ્રદીપ્ત થાય છે, જેથી નાયક નાયિકાને પોતાના અંગમાં સમાવે છે. એ રીતે નાયિકાને લજ્જા પરાભવતી અટકે છે

પૂર્વાર્ધમાં દૈન્યસહકૃત વ્રીડાનો નિર્દેશ છે. હાથ જોડી કગરવું તે દૈન્યનો અને વ્હીલાપણું વ્રીડાનો અનુભાવ છે. એ સંચારી દૈન્ય અને વ્રીડા નાયકના વિશે પ્રબળ ઔત્સુક્ય પ્રગટ કરી સાર્થક થાય છે. કટાક્ષાદિ ઉદ્દીપનસામગ્રી અને પુષ્પચંદનાદિ વિલાસસામગ્રીના અભાવે પણ નાયકનું મન આકર્ષાયાથી નાયિકાની કોઇ અપૂર્વ રૂપઋદ્ધિ અસાધારણ ઉદ્દીપનરૂપે અનુલક્ષિત છે. આ રીતે ઉપચય પામેલું, દઢાલિંગન રૂપી કાર્યે કરી ક્રીડાના આરંભ રૂપી સંભોગ શૃંગારમાં પર્યવસાન પામતું નાયકનું ઔત્સુક્ય પ્રધાન-પણે પ્રદર્શિત છે, તે સંભોગ શૃંગારને સંપૂર્ણ ખીલાવે છે. પૂર્વાર્ધમાં ચેષ્ટાકૃત શૃંગારી નર્મ છે અને ઉત્તરાર્ધમાં આત્મોપક્ષેપ નર્મ છે. અતિશયોક્તિ અને રૂપક અલંકારનો સંકર છે. હરિણી છંદ.

तैस्तैः प्रादुर्भिराद्यया किल तया वृत्ते रतिव्यतये
लज्जापन्हयत्यातया निर्वासिते भ्रान्त्या मदीपांशुके ।

तत्पट्टांशुकमुद्रहस्त्वमपि स्थित्वा यदुक्तोऽधुना
वेषो युज्यत एष एव हि तवेत्येतन्न विस्मर्यते ॥२१॥

વેણી વ્હાલતણી અને કુંકુમનાં માણી રતિ ઊલટી
વીંટી લીધ સલૂણીએ મુજ પટો લાજે બની બાવરી;
ને મેં અંબર પ્હેરિયું યુવતિનું. ત્યાં તેહ મરમે વદી:-
'હાં હાં, ઈશ! ઘટે જ વેષ તમ આ.' ભૂલાય ના તે કદી. ૨૧

અહીં ત્વરા આદિ અનુભાવ સહિત આવેગ નામે સંચારી ભાવથી પોષિત સંભોગ શૃંગારનું નિરૂપણ છે. નાયિકાનો વિભ્રમ નામે સ્વભાવજ અલંકાર પણ આલેખ્યો છે. વેષકૃત હાસ નર્મ છે. છેકોક્તિ અલંકાર છે. શાર્દૂલવિક્રીડિત છંદ.

क्वचित् ताम्बूलाक्तः क्वचिदगुरुपङ्काङ्कमलिनः
क्वचिच्चूर्णोद्गारी क्वचिदपि च सालक्तकपदः ।
वलीभङ्गाभोगैरलकपतितैः शीर्णकुसुमैः
स्त्रिया नानावस्थं प्रथयति रतं प्रच्छदपटः ॥ २२ ॥

કહીં લ્હેવાયું છે અગર, અળતો લપ્પટ કહીં,
કહીં તો બીડીની લીક, કપૂરકેરી રજ કહીં,
કહીં વેણીકેરાં ફૂલ, કરચલી છે વળી કહીં;
રહ્યું રામાકેરું શુભ શયન સૌભાગ્ય સૂચવી. ૨૨

લીક–લીટી. રામા–ક્રીડાકુશળ સ્ત્રી, વિલાસી સુંદરી. સૌભાગ્ય–રતિનો વૈભવ.

અહીં વિવિધ વિલાસના કુતૂહળ વિશે જામી રહેલી રતિ સંભોગ શૃંગારરૂપે ભભૂકી ઊઠે છે. સુરતાંતનું નિરૂપણ છે. *करिपद, पुरुषायित, मार्जार,*

---

* સરખાવો किरातार्जुनीय ।५।।२३। दिव्यस्त्रीणां सचरणलाक्षारागा रागायाते निपतितपुष्पापीडाः। पीडाभाजः कुसुमचिताः साशंसं शंसन्त्यस्मिन् सुरतविशेषं शय्याः ॥ સરખાવો વળી किरातार्जुनीय ।९।५७।

ધેનુક, વ્યાનત અને भ्रमरमेह्लोलित બંધ દ્વારા ક્રીડાના ઉપમર્દનું સૂચન છે. ચેષ્ટાકૃત શૃંગારી નર્મ છે. સ્વભાવોક્તિ પોષિત અનુમાન અલંકાર છે. શિખરિણી છંદ.

दम्पत्योर्निशि जल्पतोर्गृहशुकेनाकर्णितं यद्वच-
स्तत्प्रातर्गुरुसंनिधौ निगदतस्तस्यातितारं वधूः ।
कर्णालम्बितपद्मरागशकलं विन्यस्य चञ्चूपुटे
व्रीडार्ता विदधाति दाडिमफलव्याजेन वाग्बन्धनम्*॥२३॥

એકાંતે રતિમંદિરે રજનિએ બોલેલ જે દંપતી,
તે વ્હાણે વડીલો સમીપ સુડલો કહેતાં જ લાજે બૂડી
દાણો દાડિમનો કરી શ્રવણનું માણેક ચંચૂ મહીં
મૂકીને મુખ બંધ કીરનૂં કરે શાણી સલૂણી સહી. ૨૩

રતિમંદિર–શયનગૃહ. રજનિ–રાત્રિ. શ્રવણ–કાન.

અહીં વ્રીડા નામે સંચારી ભાવથી પોષિત સંભોગ શૃંગાર છે. દાડમના દાણાથી પોપટને બોલતો બંધ કરવો એ વ્રીડાનો અનુભાવ છે. કૈશિકી વૃત્તિનૂં નર્મગર્ભ અંગ છે. कुवलयानन्दમાં યુક્તિ અલંકારના દૃષ્ટાંત તરીકે આ શ્લોક આપ્યો છે. શાર્દૂલવિક્રીડિત છંદ.

लग्ना नांशुकपल्लवे भुजलता न द्वारदेशे स्थितं
नो वा पादयुगे मुहुर्निपतितं तिष्ठेति नोक्तं वचः ।
काले केवलमम्बुदालिमलिने गन्तुं समभ्युद्यत-
स्तन्व्या बाष्पजलौघकल्पितनदीपूरेण रुद्धः प्रियः ॥२४॥

છેડો ના પટનો હઠે પકડિયો; દ્વારે કરો ના દીધા;
પાયે આડી પડી ન; બોલ મુખથી 'ના ના, રહો' ના લીધા;
ઘેરાતાં ઘનઘોર મેઘ, પિયુજી જાવાનૂં નિર્ધારતાં
રોકયા અશ્રુનાં રેલથી જ રસીલી તન્વંગીએ સર્વથા. ૨૪

* फल શબ્દ "ફોલ, દાણો" એવા અર્થમાં વાપર્યો છે.

તન્વંગી–સુકુમાર, પાતળા શરીરવાળી.

અહીં અશ્રુપાત આદિ અનુભાવથી પ્રકાશિત દૈન્ય નામે સંચારી ભાવ પ્રવાસનો પ્રસંગ પરહરી સંભોગ શૃંગારનો પોષક બને છે. મેઘનું કાર્ય આંસુએ કર્યું એવા અભિપ્રાયવાળું છેલ્લા ચરણમાંનું રૂપક પ્રવાસપરિત્યાગાત્મક ધ્વનિનું અંગ છે. આત્મોપક્ષેપ નર્મ છે. શાર્દૂલવિક્રીડિત છંદ.

**दीर्घा वन्दनमालिका विरचिता दृष्ट्यैव नेन्दीवरैः**
**पुष्पाणां प्रकरः स्मितेन रचितो नो कुन्दजात्यादिभिः ।**
**दत्तः स्वेदमुचा पयोधरभरेणार्घो न कुम्भाम्भसा**
**स्वैरेवावयवैः प्रियस्य विशतस्तन्व्या कृतं मङ्गलम्* ॥ २५ ॥**

દ્વારે વંદનમાળ દીર્ઘ સુહવે નેને, ન નીલોત્પલે;
પૂરે મર્કલડે જ ચોક જુવતી, ના જાઈજૂઈ ફૂલે;
ને અર્ઘ અરપે પયોધરજળે, ના કુંભકેરા પયે;
વ્હાલાનાં પગલાં વધાવીં વિધ એ અંગે જ તન્વી લિયે. ૨૫

વંદનમાળ–આગણે તોરણરોકા ફૂલના હાર. દીર્ઘ મોટી. નીલોત્પલ–ભૂરૂં કમળ. અર્ઘ–આદરમાનની ખાતર આવનારને મંગલ દ્રવ્યનો અંજળિ આપવામાં આવે છે તે.

અહીં પહેલા ચરણમાં ઔત્સુક્ય, બીજામાં હાસ અને ત્રીજામાં સ્વેદ આદિ ભાવ પ્રતીત છે, તે બધા હર્ષ નામે સંચારી ભાવના સહકારી બની

* સરખાવો **सरस्वतीकण्ठाभरण**, પરિચ્છેદ ૩, સમાહિત પ્રકરણ:– **दृष्टिर्वन्दनमालिका स्तनयुगं लावण्यपूर्णौ घटौ शुभ्राणां प्रकरः स्मितं सुमनसां वक्त्रप्रभा दर्पणः। रोमाञ्चोद्गम एव सर्षपकणाः पाणी पुनः पल्लवौ स्वाङ्गैरेव गृहं प्रियस्य विशतस्तन्व्या कृतं मङ्गलम्॥** સરખાવો વળી **गाहासत्तसई ।२।६१। सा तुह कएण बालअ अनिसं घरदारतोरणणिसण्णा। ओसुस्सइ वन्दणमालिअ व्व दिअहं चिअ वराई ॥**, તેમ જ **गाहासत्तसई ।२।४०। रत्थापइण्णणअणुप्पला तुमं सा पडिच्छए पन्तम्। दारणिहिएहिं दोहिँ वि मङ्गलकलसेहिँ व थणेहिँ॥**

પ્રવાસાંતર સંભોગ શૃંગારનું પોષણ કરે છે. **सरस्वतीकण्ठाभरण** પ્રમાણે સમાહિત અલંકાર છે, તે નાયકના પરિતોષરૂપી ધ્વનિનું અંગ છે. આ વિલાસ નામે સ્વભાવજ અલંકારનો દૃષ્ટાંત છે. આત્મોપક્ષેપ નર્મ છે. વ્યતિરેક અલંકારનો ધ્વનિ છે. શાર્દૂલવિક્રીડિત છંદ.

**म्लानं पाण्डुकृशं विलासविधुरं लम्बालकं सालसं**
**भूयस्तत्क्षणजातकान्ति मधुरं प्राप्ते मयि प्रोषिते ।**
**साटोपं रतिकेलिदत्तरभसं रम्यं किमप्यादरात्**
**पीतं यत्सुतनोर्मया वदनकं वक्तुं न तत्पार्यते ॥ २६ ॥**

ઢીલુંવીલું, ફીકું, છવાયલું લટે, સૂનુંસૂનું, સૂકલું,
એકાએક વિદેશથી હું વળીને આવી મળ્યે ઓપીલું,
ઉલ્હાસે અતિ ઊમગંતું, મધુરૂં દોડે કરોડે ભર્યૂં
તન્વંગીનું રસીલું પીધ મુખડું, તે ના જ જાયે કહ્યું. ૨૬

એકાએક ઓપીલું–તત્ક્ષણ ચળકતું બનતું. ઉલ્હાસ–આનંદ.

પહેલા ચરણમાં પ્રોષિતપતિકાની અધૃતિ, પાંડુતા, અસૌષ્ઠવ, અનાલંબ અને કૃશતા એ વિયોગાવસ્થાનું સૂચન છે. પછી સ્વામીના સમાગમથી નાયિકામાં પ્રગટતા હર્ષ, ઔત્સુક્ય આદિ સંચારી ભાવનું વર્ણન છે. અહીં વિયોગના વિચ્છાય વેષ સાથે સંયોગની નાયિકાગત આનંદમય ચેષ્ટા નાયકમાં હર્ષ અને ઔત્સુક્ય સહિત વિસ્મય પ્રગટ કરી પ્રવાસ વિપ્રલંભથી ભભકી ઊઠતા ચૂંબનાત્મક સંભોગ શૃંગારને દીપાવે છે. નાયકની રતિ સ્થાયી છે, નાયિકા આલંબન છે, વિયોગનો વેષ અને સંયોગનું સ્વરૂપ ઉદ્દીપન છે, અને પૂર્વોક્ત હર્ષ ઔત્સુક્ય વિસ્મય આદિ સંચારીરૂપે પોષક છે. અહીં વિલાસ નામે નાટ્યાલંકાર પણ છે. વિયોગના વેષનો અપરિત્યાગ નાયકનું એકાએક આવવું બતાવે છે. તે સમયના નાયિકાના વેષ બાબત જુઓ **वात्स्यायनसूत्र**, અધ્યાય ૨૧:—**आगते च (पत्यौ) प्रकृतिस्थाया एव प्रथमतो दर्शनम्।** સંભોગ નર્મ છે. પર્યાય અલંકાર છે. શાર્દૂલવિક્રીડિત છંદ.

**चिरविरहिणोरत्युकण्ठाश्लथीकृतगात्रयो-**
**र्नवमिव जगज्जातं भूयश्चिरादभिनन्दतोः ।**

कथमपि दिने दीर्घे याते निशामधिरूढयोः
प्रसरति यथा यूनोर्वह्नी कथा न तथा रतिः ॥२७॥

નવ વય વિશે વે'ના વેગે વ્હોલાઈ ઝુરી મરી
ભવ જ્યમ નવો ભાળી કાળે પ્રફુલ્લ દગો ભરી,
મલપી મળતાં રાતે આંતે ક્યમે દિન નીઠવી
જુગલની વધુ વાધે વાતો, ન કેલિ, નવી નવી. ૨૭

વય–ઉમ્મર. વે'–વિયોગ. ભવ–સંસાર. નીઠવી–ગાળી. જુગલ–દંપતી.

પહેલું ચરણ જેમ વિરહનું દુઃખ દર્શાવે છે, તેમ બીજું ચરણ હર્ષનો અને ત્રીજું ઔત્સુક્યનો અતિશય પ્રકટ કરે છે. ચોથા ચરણમાં ક્રીડા અને વાતચિતના વિનોદરૂપે પ્રવાસાંતર સંભોગ શૃંગારનું સુરેખ ચિત્ર છે.

અહીં વિલાસ, વાતચિત અને જાગરણ આદિ કાર્યથી ઉત્તરાર્ધમાં પ્રકાશતા ઔત્સુક્યની અને નવો ભવ ભાળવારૂપ કાર્યથી પૂર્વાર્ધમાં પ્રતીત થતા હર્ષની શવલતા છે એ ભાવશવલતા પ્રવાસ વિપ્રલંભની છાયાથી ઉત્કર્ષ પામી દીપી નીકળતા સંભોગ શૃંગારને સવિશેષ ખીલાવે છે. અહીં પણ સંભોગ નર્મ છે. વિશેષોક્તિ અલંકાર છે. હરિણી છંદ.

### માન વિપ્રલંભ.

सख्यस्तानि वचांसि यानि बहुशोऽधीतानि युष्मन्मुखा-
द्वक्ष्येऽहं बहुशिक्षिता क्षणमिति ध्यात्वा च मौनं श्रिता।
धूर्तेनैत्य च मण्डलीकृतकुचं गाढं परिष्वज्य मां
पीतान्येव सहाधरेण हसता वक्त्रस्थितान्येव मे* ॥२८॥

"જે જે જત્નથી જુક્તિબંધ શીખવી મૂક્યું તું બ્હેની! તમે,
ગોખેલું સઉ તે કહીશ હું" કરી ધાર્યું હતું મૌન મેં;
ત્યાં તો આવી ઉરોજ પીડી ભુજમાં ભીડી લપેટી ઉરે,
ઓઠે આવ્યાં રહેલ વેણ હસતે મ્હોંએ જ પીધાં શઠે. ૨૮

* અસલમાં બીજા ચરણમાં ध्यात्वापि છે. નવો પાઠ કલ્પિત છે. द्रुति નો વ્યત્ક્રમ મુક્તક ૩૩ માં પાછો છે.

મૌન–અબોલા. ઉરોજ પીડી૦–સ્તન ઊપસેલા મટી ચપટા બની જાય તેટલે દરજ્જે છાતી સરસી દાબીને. શઠ–ધૂર્ત.

અહીં પ્રિયતમના આલિંગન ચુંબન આદિથી ઊપજેલા સ્તંભ નામે સાત્ત્વિક ભાવથી પ્રકાશતો જડતા નામે સંચારી ભાવ પ્રણયમાનાત્મક વિપ્રલંભની છાયાથી દીપી નીકળતા સંભોગ શૃંગારનો પોષક બને છે. **वात्स्यायनसूत्र** પ્રમાણે પીડિતક નામે આલિંગન તથા ચુંબનનો નિર્દેશ છે. વિહૃત નામે સ્વભાવજ અલંકાર છે. ચેષ્ટાકૃત સંભોગ નર્મ છે. ક્રિયાસમુચ્ચય સહિત અતિશયોક્તિ અલંકાર છે. શાર્દૂલવિક્રીડિત છંદ.

**जाता नोत्कलिका कुचौ न लुलितौ गात्रं न रोमाञ्चितं**
**वृत्तं स्वेदकणान्वितं न वदनं यावच्छठेनामुना ।**
**दृष्टेनैव मनो हृतं धृतिमुषा प्राणेश्वरेणाद्य मे**
**तत्केनात्र निरूप्यमाणमहिमा मानः समाधीयताम्* ॥२९॥**

તાલાવેલી ય ના થઈ, ન ધડકી છાતી, ન રોમાંકુરે
અંગે પાંગરિયા, લગાર ન જ કે પ્રસ્વેદ છાયો મુખે;
દૃષ્ટિએ પડતાં જ માન મરડી હૈયૂં હર્યૂં પ્રીતમે;
શી રીતે સજૂઁ રૂસણૂં હૂં, મહિમા જેનો વખાણો તમે? ૨૯

રોમાંકુર–રોમ રૂપી અંકુર, રોમાંચ. પાંગરિયા–ફૂટ્યા, પસર્યા. પ્રસ્વેદ–પરસેવો.

અહીં માન મરડી મન હરવારૂપ કાર્યથી પ્રકાશિત હર્ષ નામે સંચારી ભાવ પ્રસ્તુત છે, તે પ્રણયમાનાત્મક વિપ્રલંભની છાયાથી ઉત્કર્ષ પામતા સંભોગ શૃંગારનું પોષણ કરે છે. ઔત્સુક્ય, વેપથુ, રોમાંચ, સ્વેદ આદિ ભાવના આવિર્ભાવ સિવાય પ્રણયકોપની શાંતિના નિર્દેશથી વિભાવના નામે અલંકાર બને છે. તે પ્રિયતમના મનોહર સૌભાગ્યરૂપ વસ્તુધ્વનિનૂં અંગ છે.

---

* અસલમાં બીજા ચરણમાં **वृत्तं**ને બદલે **वक्त्रं** અને **वदनं**ને બદલે **सहसा**, તથા ચોથા ચરણમાં **महिमा**ને બદલે **निपुणो** છે. નવા પાઠ કલ્પિત છે. સરખાવો **गाहासत्तसई ।२।४४। जो कहँ वि मह सहीहिँ छिद्दं लहिऊण पेसिओ हिअए। सो माणो चोरिअकामुअ व्व दिट्ठे पिए णट्ठो ॥**

સખીની શીખવણીથી માન આદર્યાનો અભિપ્રાય ચોથા ચરણ ઉપરથી નીકળે છે. વેષકૃત શૃંગારી નર્મ છે. શાર્દૂલવિક્રીડિત છંદ.

काञ्च्या गाढतरावनद्धवसनप्रान्ता किमर्थं पुन-
र्मुग्धाक्षी स्वपितीति तत्परिजनं स्वैरं प्रिये पृच्छति ।
मातः सुप्तिमपीह लुम्पति ममेत्यारोपितक्रोधया
पर्यस्य स्वपनच्छलेन शयने दत्तोऽवकाशस्तया ॥१०॥

'જોરે અંબર મેખળા શૂં જકડી છે કાં છબીલી સૂતી ?'
પૂછતાં પિયુ એમ મંદ સખીને સ્વપ્ના મિષે રીસથી
'ઓ મા, આ નહિ દે અહીં પણ સૂવા!' એ રીત બોલો બકી
પાસૂં ફેરવીં ભાગ માનિની મૂકે સેજે ભલી ભાતથી. ૩૦

અંબર-વસ્ત્ર. મેખળા-કટિમેખળા.

અહીં પહેલા ચરણ ઉપરથી એમ જણાય છે કે પિયુનો કંઇ વાંક પડ્યો હશે, જેથી 'અરે ! એની સાથે બોલતી નહિ; જોજે, રીસાઇને લોટ-પોટ થઈ ભર ઊંઘમાં હોય એમ સૂઈ રહેજે' એવું સખીઓએ નાયિકાને શીખવી મૂક્યું હશે. આ પ્રસંગે નાયિકાના ફેલ જેમ સખી તર્ફની હોઇ બતાવે છે, તેમ પિયુ પ્રત્યે અસાધારણ પ્રેમ પણ સૂચવે છે.

અંતર્ગત ઔત્સુક્ય છૂપાવવા લોટપોટ બની સૂવારૂપ તથા સ્વપ્નના છળ સાથે પાસૂં ફેરવવારૂપ અનુભાવથી પ્રદર્શિત અવહિત્થ નામે સંચારી ભાવ અહીં પ્રણયમાનાંતર સંભોગ શૃંગારને ખીલાવે છે. પહેલાં બે ચરણમાં માન નર્મ છે; ત્રીજામાં આત્મોપક્ષેપ નર્મ છે; ને ચોથામાં નર્મગર્ભ છે. વ્યાજોક્તિ અલંકાર છે શાર્દૂલવિક્રીડિત છંદ.

पराची कोपेन स्फुटकपटमुद्रामुकुलिता
प्रविश्याङ्केनाङ्गं प्रणयिनि परिष्वङ्गचतुरे ।
शनैर्नीवीबन्धं स्पृशति सभयव्याकुलकरे
विधत्ते संकोचगुपितपवलग्नं वरतनुः ॥ ११ ॥

વિલાસી વ્હાલીડા તન શું લપટાવી તન, ડરે
ધીરે ધીરે નીવી જરી પરસતાં કંપિત કરે,
રૂઠી પાસૂં વાળી સજી કપટનિદ્રા દ્રગ ઓંડી
સૂતેલી સંકોડી કટિ કટ કરે ગ્રંથિ જ ઢીલી. ૩૧

ડરે-રૂઠેલી પ્રિયાથી બ્હીતાં બ્હીતાં. વિલાસી-लतावेष्टितक આલિંગન આદિ કામકળામાં કુશળ. ગ્રંથિ-નીવીની ગાંઠ.

અહીં કપટનિદ્રા અને કટિસંકોચથી, નાયિકાએ વિરહ સહેવાતો નથી, એવો ધ્વનિ છે. 'વિલાસી' પદ નાયકની કામકુશળતા પ્રકાશે છે. પ્રણય-માનાંતર સંભોગ શૃંગારનું નિરૂપણ છે. ઔત્સુક્ય નામે સંચારી ભાવ તેનું પોષણ કરે છે. નાયિકા મધ્યા સ્વાધીનપતિકા અને નાયક અનુકૂળ છે. ચેષ્ટાકૃત શૃંગારી નર્મ છે. શિખરિણી છંદ.

संदष्टेऽधरपल्लवे सचकितं हस्ताग्रमाधुन्वती
मा मा मुञ्च शठेति कोपवचनैरानर्तितभ्रूलता ।
सीत्काराञ्चितलोचना सरभसं यैश्चुम्बिता मानिनी
प्राप्तं तैरमृतं श्रमाय मथितो मूढैः सुरैः सागरः*॥३२॥

'માં, માં, મૂક મને, અરે શઠ !' કહી મોડંતી રોષે ભવાં,
છોભાઈ છણકો કરંતી કરનો ડંખો દીધે દંતના,
વામા નેન ઘૂમાવતી મૂકી મુખે સીત્કાર ચૂમી બળે,
પામ્યા તે જ અમી; મથ્યો અવરથા ક્ષીરોદ ઘેલા સુરે. ૩૨

મોડંતી-વાંકાં વાળતી. સીત્કાર-સીસકારી. અવરથા-ફોગટ. ક્ષીરોદ-ક્ષીરસાગર. સુર-દેવ.

* સરખાવો गाहासत्तसई ६ । ३९ ।, मण्णे आसाओ च्चिअ न पाविओ पिअअमाहररसस्स । तिअसेहि जेण रअणाअराहि अमअं समुद्धरिअम् ।. સરખાવો વળી ध्वन्यालोकलोचन, પૃ ૬૫, પંક્તિ ૨૨-૨૩ માં આપેલો પ્રાકૃત શ્લોક-ईसीसदुम्मिअआइ मुह्ह परिचुम्बिउ जेण । अमिअरसघुट्टणाइ सुह्ह पडिमाणिउ तेण ॥

આ રીસાયલી તરુણીના ચુંબનના સુખનું રસના આવેશથી કોઇ વિ-લાસીએ કરેલું વર્ણન છે. અહીં ભવાં મરોડવાં, અને હાથ તરછોડવારૂપ કાર્ય હૃદયમાં ધારેલો પ્રણયકોપ પ્રકાશે છે. તેની સાથે સ્વરભંગ, વાક્‌સ્તંભ આદિ સાત્ત્વિક ભાવ હર્ષ નામે સંચારી ભાવનો ઉદય દર્શાવે છે. ઉદિત હર્ષ સીત્કાર અને નેત્રનિમીલન રૂપી અનુભાવથી પ્રતીત થઈ પ્રણયમાનાત્મક વિપ્રલંભથી ભભકી ઊઠતા સંભોગ શૃંગારને શોભાવે છે. વળી અહીં કિલકિંચિત અને કુટ્ટમિત નામે નાટ્યાલંકાર પણ છે. આ શ્લોકમાં જે સાપહ્નવાતિશયોક્તિ અલંકાર ઊપજે છે, તેથી માનિનીના મુખના આસ્વાદના આનંદના લોકોત્તરત્વનો ધ્વનિ પ્રગટે છે. **वात्स्यायनसूत्र**માં કહેલા બિંદુમાલા નામે અધરખંડનના પ્રકારનું નિરૂપણ છે. નાયકપક્ષે આત્મોપક્ષેપ નર્મ છે. શાર્દૂલવિક્રીડિત છંદ.

**पश्येयं मयि किं मपद्यत इति स्थैर्यं मयालम्बितं**
**किं मां नालपतीत्ययं खलु शठः कोपस्तयाप्याश्रितः ।**
**इत्यन्योन्यविलक्षदृष्टिचतुरे तस्मिन्नवस्थान्तरे**
**सव्याजं हसितं मया धृतिहरो मुक्तश्च बाष्पस्तया*॥३३॥**

ધારી ધૈર્ય રહ્યો હૂં 'જોઉં છબીલી શું આ કરે છે?' કરી;
'બોલાવે શઠ કાં મને ન?' કરીને એ એ ખીજાઈ ખરી;
જોતાં બાવરી ને અધીરી નજરે ત્યાં એક બીજા પ્રતિ
મેં મિષે હસી દીધ, દૃગ્‌જળ ઝરી તેણે તજી રીસડી. ૩૩

ખીજાઈ—ચીડાઈ, રીસથી રૂંગરાઈ. મિષે—કાંઇ નિમિત્તથી, વિનોદમાં, બીજે બ્હાને. દૃગ્‌જળ—આંસુ.

અહીં 'બાવરી ને અધીરી' પદ શંકા અને ઔત્સુક્ય સૂચવે છે. તે સંચારી ભાવરૂપે ખીજવા આદિ અનુભાવથી પ્રકાશતા કોપની શાંતિમાં સહકારી છે. અશ્રુપાત કોપની શાંતિનો અનુભાવ છે. કોપ પ્રણયમાનાત્મક વિપ્રલંભના સમુલ્લાસનો પોષક છે. કોપ ભાવની શાંતિનું નિરૂપણ હોવાથી

* પહેલા ચરણમાં અસલ **पश्यामो** બદલ અર્જુનવર્મદેવે ટીકામાં આપેલો **पश्येयं** પાઠ સ્વીકાર્યો છે.

આ ભાવશાંતિ નામે અલક્ષ્યક્રમવ્યંગ્યનો દૃષ્ટાંત બને છે. નાયક અનુકૂલ ને નાયિકા મુગ્ધા છે. ચેષ્ટાકૃત સંભોગ નર્મ છે. ધારાવિરૂદ્ધ માન શી રીતે નિવૃત્ત થયું, એવા કાર્યવિષયક પ્રશ્નનો ઉત્તર પ્રસ્તુત છતાં માનનિવૃત્તિના કારણના નિરૂપણને લીધે અપ્રસ્તુતપ્રશંસા અલંકાર બને છે. શાર્દૂલવિક્રીડિત છંદ.

नापेतोऽनुनयेन यः प्रियसुहृद्वाक्यैर्न यः संहृतो
यो दीर्घं दिवसं विषह्य विषमं यत्नात्कथं चद्धृतः।
अन्योन्यस्य हृते मुखे निहितयोस्तिर्यक्कथंचिद्दृशोः
स द्वाभ्यामतिविस्मृतव्यतिकरो मानो विहस्योज्झितः* ॥३४॥

જુક્તિ વ્યર્થ મનામણાં તણી ગઈ, સાહેલી હારી કહી,
ને દુઃખે દિન નીઠવો જતનથી જે માન મૂક્યું નહિ,
તે રાતે મુખ ફેરવી નિરખતાં ચોરીથી તિર્છી દૃગે
ક્યાં એ વીસરી જૈ મીંટે મીંટ મળ્યે બેએ હસી દીધ તે. ૩૪

'માન આદરતાં શું આદર્યું પણ હવે મનામણાં થયા વગર તે સહેજમાં મૂકી દેઈશું તો હળવાં પડીશું' એ બ્હીકે ભાર રાખવા બેળે માન ધરી રહેલાં દંપતીની હકીકત આ શ્લોકમાં છે. ભાર ખોવાના ભયે પ્રણયકૃત લઘુ માને ગુરુ માનનો દેખાવ ધારણ કર્યો છે. સંચારી ભાવરૂપે પ્રકાશતા કોપની હસવારૂપ કાર્યથી શાંતિ વર્ણ્યાથી આ ભાવશાંતિનો દૃષ્ટાંત બને છે. રૂસણું વીસરી ગયાનું કહ્યાથી ઔત્સુક્યના અતિશયનો ધ્વનિ નીપજે છે. ચેષ્ટાકૃત સંભોગ નર્મ છે. વિશેષોક્તિ અલંકાર છે. શાર્દૂલવિક્રીડિત છંદ.

एकस्मिञ्शयने पराङ्मुखतया वीतोत्तरं ताम्यतो-
रन्योन्यस्य हृदि स्थितेऽप्यनुनये संरक्षतोर्गौरवम्।
दम्पत्योः शनकैरपाङ्गवलनान्मिश्रीभवच्चक्षुषो-
र्भग्नो मानकलिः सहासरभसव्यावृत्तकण्ठग्रहम् ॥३५॥

---

* સરખાવો गाहासत्तसई ।७।९९।, अण्णोण्णकडक्खन्तरपेसिअमेलीणादट्ठिपसराणम्। दो च्चिअ मण्णे कुमभण्डणाइँ समअं पहस्सिआइं ॥

હૈયૂં તલ્પી રહ્યૂં છતાં પણ કયમે મિથ્યા રહી માનમાં
પોઢયાં પૂંઠ કરી જ એક શયને ઝરી મરી મૌન; ત્યાં
સ્હેજે એક બીજાની ધીરી તિરછી દૃષ્ટે મળી દૃષ્ટ જયાં,
ગોઠૂં મોઠૂં જ રૂસણૂં-હસી દઈ બન્ને ય ભેટી પડયાં. ૩૫

મિથ્યા-ફોગટ, ડોળ ખાતર. મૌન-મૂંગાં.

આ પ્રણયમાનાંતર સ્પર્શનાત્મક સંભોગ શૃંગારનો દૃષ્ટાંત છે. પહેલા ચરણમાં જણાવેલો કૃતક કોપ પ્રણયમાનાત્મક વિપ્રલંભનું પોષણ કરે છે, તેને મીટ મીટ મળવારૂપ અનુભાવના બળે દબાવી દેઈ ઝુરવારૂપ કાર્યથી પ્રતીત થતું ઔત્સુક્ય હાસથી ઉપચિત બની સ્પર્શનાત્મક સંભોગ શૃંગારમાં પર્યવસાન પામે છે. 'ધીરી તિરછી' પદ શંકા અને ઔત્સુક્ય સૂચવે છે. * કોપના પ્રશમને લીધે આ ભાવશાંતિનું ઉદાહરણ છે. સંભોગેચ્છારૂપ શૃંગારી નર્મ છે. શાર્દૂલવિક્રીડિત છંદ.

दृष्टे लोचनवन्मनाङ् मुकुलितं पार्श्वस्थिते वक्त्रवन्-
न्यग्भूतं बहिरासितं पुलकवत्स्पर्शे समातन्वति ।
नीवीबन्धवदागतं शिथिलतां संभाषमाणे क्षणान्-
माननापसृतं ह्रियेव सुदृशः पादस्पृशि प्रेयसि ॥३६॥

દેખાતાં પિયુ લોચવાયૂં દૃગ શૂં, પાસે કંઈ આવતાં
મ્હોં પેઠે નમિયૂં, ચડ્યૂં પુલકની પેઠે વપુ સ્પર્શતાં,
નીવીબંધ સમાન નર્મ બનિયૂં તત્કાળ બોલાવતાં,
ભાગ્યૂં માન જ નાથ પાય પડતાં લજ્જા પઠે સર્વથા. ૩૬

દૃગ-આંખ. પુલક-રોમાંચ. નીવીબંધ-પેહેરેલા વસ્ત્રની ગાંઠ. સર્વથા-બધી રીતે.

સખીઓએ ભંભેરેલી અને લજ્જાએ ઘેરેલી સુંદરીની પ્રિયસમાગમ-સમયની અવસ્થાનું આ સુરસ-ચિત્ર છે. પ્રિયતમના દર્શન રૂપી આલંબનથી,

---

* રુય્યકના अलंकारसर्वस्व ઉપરની ટીકામાં જયરથ અહીં અસૂયાનો પ્રશમ માને છે.

પાસે આવવું-વપુ સ્પર્શવું બોલાવવું-આદિ ઉદ્દીપનથી, નેત્ર સંકોચાવાં-ગાંઠ ઢીલી પડવી-આદિ અનુભાવે અને રોમાંચ વેપથુ-આદિ સાત્ત્વિક ભાવે પ્રકાશતો હર્ષ નામે સંચારી ભાવ અધોદૃષ્ટિથી પ્રતીત થતા અવહિત્થ નામે સંચારી ભાવ સહકૃત બની રતિ સ્થાયીથી સમુલ્લાસ પામતો સંભોગ શૃંગારમાં પર્યવસાન પામે છે. ગંગાના પ્રવાહ પેઠે ઉછળતા હર્ષના પૂરમાં કાલિંદીના જળ જેવું ઘેરૂં ક્રોધનું વહેણ તથા ગુપ્ત વહેતી સરસ્વતી સરખું વ્રીડાનું વહેણ શમતાં રસસૃષ્ટિનો આ પરમ રમણીય ત્રિવેણીસંગમ બને છે. હર્ષના પ્રબળ વિકાસને લીધે ક્ષણે ક્ષણે અપચય પામતાં પ્રણયકોપ અને વ્રીડાનો અહીં ઉપશમ વર્ણ્યો છે. ચોથા ચરણમાં પિયુ પગે પડવાનું લખ્યું છે, તે રસિક પિયુનું વશંવદત્વ સૂચવવાને માટે છે. માન અને લજ્જા શમ્યે પગે પડતા પ્રિયતમને નાયિકાએ હાથે ઊઠાડી ભેટ્યાનો અર્થ ગમ્યમાન છે.

અહીં કોપ અને વ્રીડા નામે ભાવની શાંતિના સંકરનું પ્રધાનપણે સંક્ષેપમાં દ્વારા નિરૂપણ છે, માટે सरस्वतीकण्ठाभरणમાં અલંકારપ્રધાન રસાલંકારસંકરનો આ દૃષ્ટાંત માન્યો છે. પર્યાય અલંકાર પણ અહીં છે. ચેષ્ટાકૃત સંભોગ નર્મ છે. શાર્દૂલવિક્રીડિત છંદ.

चिन्तामोहनिबध्यमानमनसा मौनेन पादानतः
प्रत्याख्यानपराङ्मुखः प्रियतमो गन्तुं प्रवृत्तः शठः ।
सव्रीडैरलसैर्निरन्तरलुठद्बाष्पाकुलैरीक्षणैस्
तन्वङ्ग्या स पुनस्तया तरलया तत्रान्तरे वारितः*॥३७॥

વામા ભૂંડી વિમાસણે મૂંઝવણે ના બોલી તે તર્જના
લેખી પાય પડેલ કંથ મનથી ખીજી તજીને જતાં,
આંસુએ ઊભરાતી રાતી શરમે ખંચાતી દૃષ્ટિચ્છટા
નાંખી નાથ નિવારિયા અધીરડી તન્વંગીએ સર્વથા. ૩૭

તર્જના લેખી-અવજ્ઞા માની, તિરસ્કાર સમજી. ખીજી-ખિન્ન બની, ચીડાઈ. દૃષ્ટિચ્છટા-નજર નાંખવી તે, દૃષ્ટિપાત.

* સરખાવો किरातार्जुनीय ।९।४५। सव्यलीकमवधीरितखिन्नं प्रस्थितं सपदि कोपपदेन। योषितः सुहृदिव स्म रुणद्धि प्राणनाथमभिबाष्पनिपातः॥

સખીની શીખવણીથી મુગ્ધા રીસાઈ બેઠી છે. તેને મનાવવાને પિયુ પગે પડે છે. એ અવસરે શી રીતે વર્તવું તે સખી પાસેથી શીખી રાખ્યું ન હતું, તેથી તે વિચારમાં દિઙ્મૂઢ શી બોલ્યાચાલ્યા વગર બેસી રહે છે. એટલે 'આ મને ઉવેખે છે' એમ માની પિયુ જવા તત્પર થાય છે, ત્યારે 'આ તો, થયું, ગયા તો!' એ ભયથી મુગ્ધાની આંખમાં આંસુ ઊભરાઈ આવે છે. પરંતુ મુગ્ધાવસ્થાની લજ્જાને લીધે બોલાતું નથી. આવી તેની દયામણી દશા જોઈ પિયુ જતા અટકે છે.

અહીં પિયુ પગે પડતાં શું કરવું તેનું અજ્ઞાન આલંબન છે; ને પિયુ તજીને જાય છે તે ઉદ્દીપન છે. તેણે કરીને દૈન્ય નામે સંચારી ભાવ ઉદય પામે છે. તેના સ્તંભ અશ્રુપાત વેપથુ આદિ સાત્ત્વિક ભાવ તથા મોહ વિષાદ આદિ સંચારી ભાવ સહકારી છે; અને બાવરી નજર, નિશ્વાસ આદિ અનુભાવ છે. એ રીતે ઉપચય પામી પ્રકાશતું દૈન્ય પ્રણયમાનાંતર સંભોગ શૃંગારનું પોષક બને છે. નમન તથા ઉપેક્ષા નામે ઉપાયોનો પ્રયોગ બતાવ્યો છે. કૈશિકી વૃત્તિનું નર્મસ્ફોટ નામે અંગ છે. વિશેષ અલંકાર છે. શાર્દૂલવિક્રીડિત છંદ.

**अङ्गानामतितानवं कुत इदं कस्मादकस्मादिदं**
**मुग्धे पाण्डुकपोलमाननमिति प्राणेश्वरे पृच्छति ।**
**तन्व्या सर्वमिदं स्वभावत इति व्याहृत्य पक्ष्मान्तर-**
**व्यापी बाष्पभरस्तया वलितया निःश्वस्य मुक्तोऽन्यतः॥३८॥**

'કાં આકસ્મિક દેહડી દૂબળી આ?' મુગ્ધે! અરે આવડી
ફીકી કાં મુખકાંતિ?' એમ વદતાં પ્રાણેશ, તે રાંકડી
'એ તો આંહ સહેજ' એવું ઊચરી નિ:શ્વાસ ઊંડો મૂકી
નેને નીર ન માતૂં ભાળી અવળું તન્વંગી ઢાળે નકી. ૩૮

અહીં વિષાદ નામે સંચારી ભાવનું નિરૂપણ છે. કામમાં રોકાયાને લીધે પિયુએ કરેલી ઉપેક્ષા તેનું આલંબન છે; દુર્દશાનું કારણ જાણતાં છતાં પિયુનો પ્રશ્ન ઉદ્દીપન છે. વૈવર્ણ્ય, અશ્રુપાત, આદિ સાત્ત્વિક ભાવ અને નિઃશ્વાસ વગેરે અનુભાવ વિષાદ પ્રકાશે છે. વિભાવ, અનુભાવ, આદિથી

ઉપચય પામેલો વિષાદ વિપ્રિયકૃત ઈર્ષ્યામાનાત્મક વિપ્રલંભ શૃંગારનું પોષણ કરે છે. અહીં વ્યાજોક્તિ નામે અલંકાર છે. નાયિકા મધ્યા વિરહોત્કંઠિતા છે. માન નર્મ છે. શાર્દૂલવિક્રીડિત છંદ.

दूरादुत्सुकमागते विवलितं संभाषिणि स्फारितं
संश्लिष्यत्यरुणं गृहीतवसने संकोचितभ्रूलतम् ।
मानिन्याश्चरणानतिव्यतिकरे वाष्पाम्बुपूर्णेक्षणा-
च्चक्षुर्जातमहो प्रपञ्चचतुरं जातागसि प्रेयसि ॥३९॥

દેખાતાં પિયુ દૂર દૂભણ લીધે દૃષ્ટિ બની આકળી;
આવંતાં વળી આડી, વેણુ વદતાં ફાટી અમર્ષે ફૂલી,
ભેટંતાં થઈ લાલલાલ, મરડી ભ્રૂ સાડી સ્હાતાં રહી,
આંસુએ ઊભરાઈ પાય પડતાં; પલટાઈ શી એ સહી? ૩૯

આ શ્લોક सरस्वतीकण्ठाभरणમાં ભાવશેષના ઉદાહરણ તરીકે આપ્યો છે. અહીં પિયુનો વાંક આલંબન છે. વાંક છતાં પણ જાણે મેં તો વાલમાં રતી ચોરી જ નથી એવી તેની આશંકારહિત વર્તણૂક, તે ઉદ્દીપન છે. તેને લીધે વિપ્રિયકૃત ઈર્ષ્યામાનાત્મક વિપ્રલંભ શૃંગારને શોભાવતો કોપ નાયિકાની વિવિધ ચેષ્ટા રૂપી અનુભાવ દ્વારા પ્રકાશે છે. એ કોપની जायते, अस्ति, वर्धते, विपरिणमते ને अपक्षीयते એ પાંચ અવસ્થાઓ 'આકળી બની, આડી વળી, ફૂલી ફાટી, લાલલાલ બની, ભવાં મરડી રહી' અને 'આંસુએ ઊભરાઈ' એ વિધેયથી અનુક્રમે દર્શાવી છે. આંસુ થંભી રહ્યાથી હજુ ક્રોધનો અવશેષ છે એમ સૂચવ્યું છે. આથી જ છઠ્ઠી नश्यति અવસ્થાનું નિરૂપણ ઉપરના શ્લોકમાં છે નહિ. પર્યાય અલંકાર છે. માન દૂર કરવા નમન નામે ઉપાયની યોજના છે. ચેષ્ટાકૃત માન નર્મ છે. શાર્દૂલવિક્રીડિત છંદ.

लोलभ्रूलतया विपक्षदिगुपन्यासे विधूतं शिरस्-
तद्वृत्तान्तविदीक्षणे कृतनमस्कारो* विलक्षः स्थितः ।
ईषत्ताम्रकपोलकान्तिनि मुखे दृष्ट्या नतः पादयो-
रुत्सृष्टो गुरुसंनिधावपि विविद्राभ्यां न कालोचितः* ॥४०॥

---

* तद्वृत्तान्तविदीक्षण कृतनमस्कारो પાઠ शृङ्गारदीपिकाની લિખિત પ્રત ઉપરથી લીધો છે. તેમાં અજ્ઞાન લેખકે તો મૂળ તેમ જ ટીકામાં

સખીની શીખવણીથી મુગ્ધા રીસાઈ બેઠી છે. તેને મનાવવાને પિયુ પગે પડે છે. એ અવસરે શી રીતે વર્તવું તે સખી પાસેથી શીખી શક્યું ન હતું, તેથી તે વિચારમાં દિઙ્મૂઢ શી બોલ્યાચાલ્યા વગર બેસી રહે છે. એટલે 'આ મને ઉવેખે છે' એમ માની પિયુ જવા તત્પર થાય છે, ત્યારે 'આ તો, થયું, ગયા તો!' એ ભયથી મુગ્ધાની આંખમાં આંસુ ઊભરાઈ આવે છે. પરંતુ મુગ્ધાવસ્થાની લજ્જાને લીધે બોલાતું નથી. આવી તેની દયામણી દશા જોઈ પિયુ જતા અટકે છે.

અહીં પિયુ પગે પડતાં શું કરવું તેનું અજ્ઞાન આલંબન છે; ને પિયુ તજીને જાય છે તે ઉદ્દીપન છે. તેણે કરીને દૈન્ય નામે સંચારી ભાવ ઉદય પામે છે. તેના સ્તંભ અશ્રુપાત વેપથુ આદિ સાત્ત્વિક ભાવ તથા મોહ વિષાદ આદિ સંચારી ભાવ સહકારી છે; અને બાવરી નજર, નિશ્વાસ આદિ અનુભાવ છે. એ રીતે ઉપચય પામી પ્રકાશતું દૈન્ય પ્રણયમાનાંતર સંભોગ શૃંગારનું પોષક બને છે. નમન તથા ઉપેક્ષા નામે ઉપાયોનો પ્રયોગ બતાવ્યો છે. કૈશિકી વૃત્તિનું નર્મસ્ફોટ નામે અંગ છે. વિશેષ અલંકાર છે. શાર્દૂલવિક્રીડિત છંદ.

अङ्गानामतितानवं कुत इदं कस्मादकस्मादिदं
मुग्धे पाण्डुकपोलमाननमिति प्राणेश्वरे पृच्छति ।
तन्व्या सर्वमिदं स्वभावत इति व्याहृत्य पक्ष्मान्तर-
व्यापी बाष्पभरस्तया वलितया निःश्वस्य मुक्तोऽन्यतः॥३८॥

'કાં આકસ્મિક દેહડી દૂબળી આ?' મુગ્ધે! અરે આવડી
ફીકી કાં મુખકાંતિ?' એમ વદતાં પ્રાણેશ, તે રાંકડી
'એ તો આંહ સહેજ' એવું ઉચ્ચરી નિઃશ્વાસ ઊંડા મૂકી,
નેને નીર ન માતું ભાળી અવળું તન્વંગી ઢાળે નકી. ૩૮

અહીં વિષાદ નામે સંચારી ભાવનું નિરૂપણ છે. કામમાં રોકાયાને લીધે પિયુએ કરેલી ઉપેક્ષા તેનું આલંબન છે; દુર્દશાનું કારણ જાણતાં છતાં પિયુનો પ્રશ્ન ઉદ્દીપન છે. વૈવર્ણ્ય, અશ્રુપાત, આદિ સાત્ત્વિક ભાવ અને નિઃશ્વાસ વગેરે અનુભાવ વિષાદ પ્રકાશે છે. વિભાવ, અનુભાવ, આદિથી

ઉપચય પામેલો વિષાદ વિપ્રિયકૃત ઈર્ષ્યામાનાત્મક વિપ્રલંભ શૃંગારનું પોષણ કરે છે. અહીં વ્યાજોક્તિ નામે અલંકાર છે. નાયિકા મધ્યા વિરહોત્કંઠિતા છે. માન નર્મ છે. શાર્દૂલવિક્રીડિત છંદ.

दूरादुत्सुकमागते विवलितं संभाषिणि स्फारितं
संश्लिष्यत्यरुणं गृहीतवसने संकोचितभ्रूलतम् ।
मानिन्याश्चरणानतिव्यतिकरे बाष्पाम्बुपूर्णं क्षणा-
च्चक्षुर्जातमहो प्रपञ्चचतुरं जातागसि प्रेयसि ॥३९॥

દેખાતાં પિયુ દૂર દૂભણ લીધે દૃષ્ટિ બની આકળી;
આવંતાં વળી આડી, વેણુ વદતાં ફાટી અમર્ષે ફૂલી,
ભેટંતાં થઈ લાલલાલ, મરડી ભ્રૂ સાડી સ્હાતાં રહી,
આંસુએ ઊભરાઈ પાય પડતાં; પલટાઈ શી એ સહી? ૩૯

આ શ્લોક सरस्वतीकण्ठाभरणમાં ભાવશેષના ઉદાહરણ તરીકે આપ્યો છે. અહીં પિયુનો વાંક આલંબન છે. વાંક છતાં પણ જાણે મેં તો વાલમાં રતી ચોરી જ નથી એવી તેની આશંકારહિત વર્તણૂક, તે ઉદ્દીપન છે. તેને લીધે વિપ્રિયકૃત ઈર્ષ્યામાનાત્મક વિપ્રલંભ શૃંગારને શોભાવતો કોપ નાયિકાની વિવિધ ચેષ્ટા રૂપી અનુભાવ દ્વારા પ્રકાશે છે. એ કોપની जायते, अस्ति, वर्धते, विपरिणमते ને अपक्षीयते એ પાંચ અવસ્થાઓ 'આકળી બની, આડી વળી, ફૂલી ફાટી, લાલલાલ બની, ભવાં મરડી રહી' અને 'આંસુએ ઊભરાઈ' એ વિધેયથી અનુક્રમે દર્શાવી છે. આંસુ થંભી રહ્યાથી હજુ ક્રોધનો અવશેષ છે એમ સૂચવ્યૂં છે. આથી જ છઠ્ઠી नश्यति અવસ્થાનું નિરૂપણ ઉપરના શ્લોકમાં છે નહિ. પર્યાય અલંકાર છે. માન દૂર કરવા નમન નામે ઉપાયની યોજના છે. ચેષ્ટાકૃત માન નર્મ છે. શાર્દૂલવિક્રીડિત છંદ.

लोलभ्रूलतया विपक्षदिगुपन्यासे विधूतं शिरस्-
तद्वृत्तान्तनिरीक्षणे कृतनमस्कारो* विलक्षः स्थितः ।
ईषत्ताम्रकपोलकान्तिनि मुखे दृष्ट्या नतः पादयो-
रुत्सृष्टो गुरुसंनिधावपि विधिर्द्वाभ्यां न कालोचितः* ॥४०॥

---

* तद्वृत्तान्तनिरीक्षण कृतनमस्कारो પાઠ शृङ्गारदीपिकाની લિખિત પ્રત ઉપરથી લીધો છે. તેમાં અજ્ઞાન લેખકે તો ભૂળ તેમ જ ટીકામાં

સખીની શીખવણીથી મુગ્ધા રીસાઈ બેઠી છે. તેને મનાવવાને પિયુ પગે પડે છે. એ અવસરે શી રીતે વર્તવૂં તે સખી પાસેથી શીખી શક્યૂં ન હતું, તેથી તે વિચારમાં દિઙ્મૂઢ શી બોલ્યાચાલ્યા વગર બેસી રહે છે. એટલે 'આ મને ઉવેખે છે' એમ માની પિયુ જવા તત્પર થાય છે, ત્યારે 'આ તો, થયૂં, ગયા તો!' એ ભયથી મુગ્ધાની આંખમાં આંસુ ઊભરાઈ આવે છે. પરંતુ મુગ્ધાવસ્થાની લજ્જાને લીધે બોલાતૂં નથી. આવી તેની દયામણી દશા જોઈ પિયુ જતા અટકે છે.

અહીં પિયુ પગે પડતાં શૂં કરવૂં તેનૂં અજ્ઞાન આલંબન છે; ને પિયુ તજીને જાય છે તે ઉદ્દીપન છે. તેણે કરીને દૈન્ય નામે સંચારી ભાવ ઉદય પામે છે. તેના સ્તંભ અશ્રુપાત વેપથુ આદિ સાત્વિક ભાવ તથા મોહ વિષાદ આદિ સંચારી ભાવ સહકારી છે; અને બાવરી નજર, નિશ્વાસ આદિ અનુભાવ છે. એ રીતે ઉપચય પામી પ્રકાશતૂં દૈન્ય પ્રણયમાનાંતર સંભોગ શૃંગારનૂં પોષક બને છે. નમન તથા ઉપેક્ષા નામે ઉપાયોનો પ્રયોગ બતાવ્યો છે. કૈશિકી વૃત્તિનૂં નર્મસ્ફોટ નામે અંગ છે. વિશેષ અલંકાર છે. શાર્દૂલવિક્રીડિત છંદ.

अङ्गानामतितानवं कुत इदं कस्मादकस्मादिदं
मुग्धे पाण्डुकपोलमाननमिति प्राणेश्वरे पृच्छति ।
तन्व्या सर्वमिदं स्वभावत इति व्याहृत्य पक्ष्मान्तर-
व्यापी बाष्पभरस्तया वलितया निःश्वस्य मुक्तोऽन्यतः॥३८॥

'કાં આકસ્મિક દેહડી દૂબળી આ ?' મુગ્ધે ! અરે આવડી
ફીકી કાં મુખકાંતિ ?' એમ વદતાં પ્રાણેશ, તે રાંકડી
'એ તો આંહ સહેજ' એવૂં ઉચરી નિઃશ્વાસ ઊંડા મૂકી
નેને નીર ન માતૂં ભાળી અવળૂં તન્વંગી ઢાળે નકી. ૩૮

અહીં વિષાદ નામે સંચારી ભાવનૂં નિરૂપણ છે. કામમાં રોકાયાને લીધે પિયુએ કરેલી ઉપેક્ષા તેનૂં આલંબન છે; દુર્દશાનૂં કારણ જાણતાં છતાં પિયુનો પ્રશ્ન ઉદ્દીપન છે. વૈવર્ણ્ય, અશ્રુપાત, આદિ સાત્વિક ભાવ અને નિઃશ્વાસ વગેરે અનુભાવ વિષાદ પ્રકાશે છે. વિભાવ, અનુભાવ, આદિથી

ઉપચય પામેલો વિષાદ વિપ્રિયકૃત ઈર્ષ્યામાનાત્મક વિપ્રલંભ શૃંગારનું પોષણ કરે છે. અહીં વ્યાજોક્તિ નામે અલંકાર છે. નાયિકા મધ્યા વિરહોત્કંઠિતા છે. માન નર્મ છે. શાર્દૂલવિક્રીડિત છંદ.

दूरादुत्सुकमागते विवलितं संभाषिणि स्फारितं
संश्लिष्यत्यरुणं गृहीतवसने संकोचितभ्रूलतम् ।
मानिन्याश्चरणानतिव्यतिकरे बाष्पाम्बुपूर्णं क्षणा-
च्चक्षुर्जातमहो प्रपञ्चचतुरं जातागसि प्रेयसि ॥३९॥

દેખાતાં પિયુ દૂર દૂષણ લીધે દૃષ્ટિ બની આકળી;
આવંતાં વળી આડી, વેણુ વદતાં ફાટી અમર્ષે ફૂલી,
ભેટંતાં થઈ લાલલાલ, મરડી ભ્રૂ સાડી સ્હાતાં રહી,
આંસુએ ઊભરાઈ પાય પડતાં; પલટાઈ શી એ સહી? ૩૯

આ શ્લોક **सरस्वतीकण्ठाभरण**માં ભાવશેષના ઉદાહરણ તરીકે આપ્યો છે. અહીં પિયુનો વાંક આલંબન છે. વાંક છતાં પણ જાણે મેં તો વાલમાં રતી ચોરી જ નથી એવી તેની આશંકારહિત વર્તણૂક, તે ઉદ્દીપન છે. તેને લીધે વિપ્રિયકૃત ઈર્ષ્યામાનાત્મક વિપ્રલંભ શૃંગારને શોભાવતો કોપ નાયિકાની વિવિધ ચેષ્ટા રૂપી અનુભાવ દ્વારા પ્રકાશે છે. એ કોપની **जायते, अस्ति, वर्धते, विपरिणमते** ને **अपक्षीयते** એ પાંચ અવસ્થાઓ 'આકળી બની, આડી વળી, ફૂલી ફાટી, લાલલાલ બની, ભવાં મરડી રહી' અને 'આંસુએ ઊભરાઈ' એ વિધેયથી અનુક્રમે દર્શાવી છે. આંસુ થંભી રહ્યાથી હજુ ક્રોધનો અવશેષ છે એમ સૂચવ્યૂં છે. આથી જ છઠ્ઠી **नश्यति** અવસ્થાનૂં નિરૂપણ ઉપરના શ્લોકમાં છે નહિ. પર્યાય અલંકાર છે. માન દૂર કરવા નમન નામે ઉપાયની યોજના છે. ચેષ્ટાકૃત માન નર્મ છે. શાર્દૂલવિક્રીડિત છંદ.

लोलभ्रूलतया विपक्षदिगुपन्यासे विधूतं शिरस्-
तद्वृत्तान्तनिवेदीक्षणे कृतमनस्कारो* विलक्षः स्थितः ।
ईषत्ताम्रकपोलकान्तिनि मुखे दृष्ट्या नतः पादयो-
रुत्सृष्टो गुरुसंनिधावपि विधिर्द्वाभ्यां न कालोचितः* ॥४०॥

* तद्वृत्तान्तनिवेदीक्षण कृतननस्कारो પાઠ शृङ्गारदीपिकाની લિખિત પ્રત ઉપરથી લીધો છે. તેમાં અજ્ઞાન લેખકે તો મૂળ તેમ જ ટીકામાં

ધૂણાવ્યું શિર શોક્યના ભણી ભવાકેરો ઇસારો કર્યો;
આભો કંથ ઊભો જ ચેતી ચિતમાં ભેદુ સખી સૂચવ્યે;
દૃષ્ટે પાય પડચો ય રંચ મુખડું રોષે અરુણું કર્યું;
ભૂલ્યાં ના જ વડીલની ય સમિપે તે તે વિધિ તેહ એ. ૪૦

ભેદુ–શોક્યને ઘેર ગયાનો ભેદ જાણનાર. સૂચવ્યે–ઇશારતથી બતાવ્યા છતાં. રોષ–ક્રોધ. અરુણું–રાતું. વિધિ–આચાર, કર્તવ્ય.

નાયિકાએ શોક્યના ભણી ઇસારો કર્યાથી તેને ઘેર રાત ગાળ્યાનો આરોપ છે. નાયકે માથું ધૂણાવ્યાથી આરોપ ઇનકાર કર્યાનો આક્ષેપ છે. ભેદુ સખી ભણી દૃષ્ટિ કર્યાથી નાયિકાએ સાક્ષી બતાવી આરોપ પુરાવાદાર કર્યાનો ભાવ છે. નાયક આભો બન્યાથી વાંક કબૂલ કર્યાનો અર્થ નીકળે છે. નાયિકાનું મ્હો રાતું થયાથી કોપનો આવિર્ભાવ ઉપજે છે. નાયિકાને પગે દૃષ્ટિ નમાવ્યાથી ક્ષમા માગ્યાનો અભિપાય સ્ફુરે છે. છેલ્લી પંક્તિમાં વ્યલીકકૃત ઇર્ષ્યામાનબોધક કોપની શાંતિ ગમ્યમાન છે. પિયુના વાંક રૂપી આલંબનથી અને ઇનકાર જવારૂપ ઉદ્દીપનથી પ્રગટેલો કોપ, સખી સામી દૃષ્ટિ તથા લાલચોળ મ્હો આદિ અનુભાવથી પ્રકાશિત બની, નમન ઉપાયના લાક્ષણિક પ્રયોગે નરમ પડી, વડીલો પાસે હોવારૂપ પ્રબળ કારણ ભેગું ભળવાથી શમે છે. **नाट्यशास्त्र**માં કહેલી વિભ્રાંતા દૃષ્ટિનું અહીં નિરૂપણ છે. આ ચેષ્ટાકૃત માન નર્મ છે. **कुवलयानन्द**માં ચેષ્ટાખ્યાપિત શબ્દ પ્રમાણ અલંકારના દૃષ્ટાંત તરીકે આ શ્લોક આપ્યો છે. શાર્દૂલવિક્રીડિત છંદ.

**कान्ते सागसि शापिते प्रियसखीवेषं विधायागते**
**भ्रान्त्यालिङ्ग्य मया रहस्यमुदितं तत्संगमाकाङ्क्षया ।**
**मुग्धे दुष्करमेतदित्यतितमामुक्त्वा सहासं बला-**
**दाश्लिष्य च्छलितास्मि तेन कितवेनाद्य प्रदोषागमे ॥४१॥**

---

**रसिकसंजीवनी**નો **कृतनमस्कारो** જ પાઠ આપ્યો છે. પણ તે ભ્રાંતિમૂલક છે, એ **शृङ्गारदीपिका**માં **कृतस्मृतिः** પર્યાય આપ્યો છે તે ઉપરથી ઉઘાડું છે. જુઓ **अमरकोश** ।, **चित्ताभोगो मनस्कारः** ।

વાંકે વારી મૂકેલ હૈ સમ સખીવેષે ફરી આવતાં
જાણ્યો મેં પિયુ શૂં સમાગમ ભૂલે ભેટી રસાવેશમાં;
'ઘેલી ! એ કથમ મેં બને?' કહી હસી મોટેર્થી બે બાહુમાં
જોરે ભીડી નિશા વિશે છળી શઠે બ્હેની ! મને આજ હા ! ૪૧

ભૂલે–આ સખી જ છે એવી ભ્રાંતિથી. રસાવેશમાં–પ્રેમાતુર, કામાતુર બની. આજ નિશા વિશે–આજ રાતે, અર્થાત્ ગઈ રાતે.

અહીં પિયુના વાંકને લીધે ઉત્પન્ન થયેલા ઈર્ષ્યાકોપને દબાવી દેઈ ઔત્સુક્ય નામે પ્રબળ સંચારી ભાવ ઉદય પામી મોહ આદિ સહકારીથી પુષ્ટ બની સમાગમ જાચવારૂપ કાર્યથી પ્રતીત થાય છે; તે પિયુના હઠાલિંગનથી ઉદ્દીપિત બની વૈમનસ્યકૃત ઈર્ષ્યામાનાંતર સંભોગ શૃંગારમાં પર્યવસાન પામે છે. માન વીસરાવવા રસાંતર નામે ઉપાયનો પ્રયોગ છે. કૈશિકી વૃત્તિનૂં નર્મગર્ભ નામે અંગ છે. અપ્રસ્તુતપ્રશંસા અલંકાર છે. શાર્દૂલવિક્રીડિત છંદ.

तस्याः सान्द्रविलेपनस्तनयुगप्रश्लेषमुद्राङ्कितं
किं वक्षश्चरणानतिव्यतिकरव्याजेन गोपाय्यते ।
इत्युक्ते क्व तदित्युदीर्य सहसा तत्संप्रमार्ष्टुं मया
साश्लिष्टा रभसेन तत्सुखवशात्तस्याश्च तद्विस्मृतम् ॥४२॥

'પેલીના કુચકેરી ચંદનમયી છે છાપ છાઈ ઉરે,
તે પાયે પડી શૂં મિષે તૂં મુજથી છૂપાવવાનૂં કરે ?'
કૂહેતાં એમ 'શૂં, શૂં ? કહીં, કહીં ?' વદી લેવા લૂછી મેં છળે
તન્વી લીધ ભીડી ભુજે, ખૂંડી સુખે તે એ ભૂલી તે પળે. ૪૨

પિયુ રાત્રિએ અવાસે ન આવવારૂપ આલંબનથી ઊપજેલો નાયિકાનો ઈર્ષ્યાકોપ પિયુની છાતીએ લાગેલી શોકયના સ્તનની છાપ રૂપી ઉદ્દીપનથી માર્મિક વાણીરૂપ અનુભાવ દ્વારા ભભુકી ઊઠી ઈર્ષ્યામાનાત્મક વિપ્રલંભ શૃંગારનો પોષક બની પ્રિયતમના દૃઢ આલિંગનથી પ્રગટતા હર્ષ નામે પ્રબળ વિરોધી સંચારી ભાવને લીધે શાંતિ પામે છે. તેથી આ ભાવશાંતિનો દૃષ્ટાંત બને છે. અહીં वात्स्यायनसूत्रमां કહેલા स्तनालिंगनની પરંપરા નિર્દિષ્ટ છે. એને कण्ठसूत्र પણ કહે છે. નમન ઉપાય નિષ્ફળ જતાં રસાં-

તરનો પ્રયોગ છે. મન્યુકૃત ઈર્ષ્યામાનાત્મક વિપ્રલંભ શૃંગારથી સંસૃષ્ટ સ્પર્શનાત્મક સંભોગ શૃંગારનું અહીં નિરૂપણ છે. પૂર્વાર્ધમાં વાણીકૃત માન નર્મ છે, ને ઉત્તરાર્ધમાં નર્મગર્ભ છે. અપ્રસ્તુતપ્રશંસા અલંકાર છે. નાયિકા ધીરાધીરા ખંડિતા અને નાયક ધૃષ્ટ છે. શાર્દૂલવિક્રીડિત છંદ.

लीलातामरसाहतोऽन्यवनितानिःशङ्कदष्टाधरः
प्रेयान् केसरदूषितेक्षण इव व्यामील्य नेत्रे स्थितः ।
मुग्धा कुड्मलितानननेन ददती वायुं स्थिता तत्र सा
भ्रान्त्या धूर्ततया तदा नतिमृते तेनानिशं चुम्बिता ॥४३॥

ઓઠે દંત સપત્નીના નિરખીને પદ્મે હણંતાં રીસે,
'હાં હાં ! આંખ વિશે પડી રજ' કરી ઊભો બીડી નેન તે;
ત્યાં મુગ્ધા ગઈ ફૂંકવા કમળના દોડા સરીખે મુખે;
એવે કંપતી કામિની વણનમ્યે ચૂમી ઠગારે સુખે. ૪૩

પદ્મે૦—નાયિકા ગુસ્સે થઈ હાથમાંના કમળથી જરા પ્રહાર કરતાં. રજ—કમળના પરાગની ભૂકી. વણનમ્યે—પગે પડયા વગર, નમન ઉપાય વિના.

આ પ્રૌઢા અધીરા ખંડિતા નાયિકા અને ધૃષ્ટ નાયકના મેળાપનો પ્રસંગ છે. અધર ઉપર ડંખ જોવાથી ઉદ્દીપિત બનેલો ઈર્ષ્યાકોપ કમળના પ્રહારરૂપ અનુભાવથી પ્રકાશિત થાય છે. તેને રજ ફૂંકવારૂપ અનુભાવથી પ્રકટિત શંકા નામે સંચારી ભાવ દબાવી દે છે. તેવે સ્ત્રીસ્વભાવની મુગ્ધતાનો લાભ લેઈ નાયક ચુંબન કાર્યથી માન વીસરાવે છે. તેથી રસાંતર નામે ઉપાયના પ્રયોગનો આ દષ્ટાંત બને છે. વૈમનસ્યકૃત ઈર્ષ્યામાનાંતર સંભોગ શૃંગાર છે. કૈશિકી વૃત્તિનું નર્મગર્ભ અંગ છે. શાર્દૂલવિક્રીડિત છંદ.

परिम्लाने माने मुखशशिनि तस्याः करधृते
मयि क्षीणोपाये प्रणिपतनमात्रैकशरणे ।
तया पक्ष्मप्रान्तव्रजपुटनिरुद्धेन सहसा
प्रसादो बाष्पेण स्तनतटविशीर्णेन कथितः ॥ ४४ ॥

ગયે સૌ ઉપાયો વિફળ લટી હું પાય પડતાં,
 ધૂંમાઈ રોષાગ્નિ વિકટ કજળ્યે, વક્ત્ર કરમાં
ધરી; પક્ષ્મોમાંથી ગરી કુચતટે ખંડિત થતા
 ઊન્હા આંસૂડાએ રીઝ સલૂણીએ સૂચવી તદા. ૪૪

ઉપાય–સામ, દાન, ભેદ, ઉપેક્ષા, રસાંતર અને નમન, એ છ માન દૂર કરવાના પ્રકાર; અહીં તો 'સૌ' શબ્દથી પહેલા પાંચ સઉ પ્રકારના અભિપ્રેત છે. છેલ્લા નમનનો ઉપક્રમ આગળ કહેવામાં આવે છે. વિફળ–નિષ્ફળ. ધૂમાઈ૦–ઉગ્ર રોષ રૂપી અગ્નિ ખુબ ધૂંધવાઈને પોતાની મેળે જ કજળતાં; મતલબ કે રોષનો જુસ્સો સ્વાભાવિક રીતે જ નરમ પડતાં. વક્ત્ર કરમાં ધરી–હાથેળી ઉપર મ્હો મૂકી. પક્ષ્મ–પાંપણના છેડા. કુચતટે૦–સ્તનની બાજુ ઉપર અથડાઈ એકદમ ચૂરેચૂરા થઈ જતા ઊન્હા આંસૂથી રીઝ જણાવી.

અહીં આરંભમાં સામ દાન આદિ ઉપાય નિષ્ફળ જવારૂપ કાર્યથી પ્રચંડ ઈર્ષ્યારૂપ દ્વારા વિપ્રિયકૃત ઈર્ષ્યામાનાત્મક વિપ્રલંભનો નિર્દેશ છે. બીજા ચરણમાં કોપની **अपक्षीयते** અવસ્થા અને ત્રીજા ચોથામાં **नश्यति** અવસ્થા બતાવી છે. હાથેળી ઉપર મ્હો મૂકવારૂપ અનુભાવ ચિંતા નામે સંચારી ભાવ સૂચવે છે. ઉત્તરાર્ધમાં અશ્રુપાતાદિ અનુભાવ અપચય પામતા કોપની શાંતિ જણાવે છે. કુચના સંબંધમાં તટ અને ખંડિત શબ્દ વાપર્યાથી વિસ્તાર અને કાઠિન્યનો ધ્વનિ ઊપજે છે અહીં માધુર્ય નામે નાટ્યાલંકાર પણ છે. આ પણ નર્મસ્ફોટનો દૃષ્ટાંત છે. સ્વાભાવિક રીતે રોષ શમવારૂપ કારણાંતરના યોગથી નમનસાધ્ય અનુનય રૂપી કાર્ય સુકર બને છે; માટે સમાધિ અલંકાર છે. શિખરિણી છંદ.

एकस्मिञ्शयने विपक्षरमणीनामग्रहे मुग्धया
 सद्यः कोपपराङ्मुखं ग्लपितया चाटूनि कुर्वन्नपि ।
आवेगादवधीरितः प्रियतमस्तूष्णीं स्थितस्तत्क्षणं
 मा भून्म्लान इवेत्यमन्दवलितग्रीवं पुनर्वीक्षितः ॥४५॥

સ્વામી નામ સપત્નીનું લવી જતાં સેજે જ બીજી પૂરી
 પાસૂં ફેરવી સૂતી શૂન્ય શયને તન્વંગી રોષે ભ

તેને રીઝવવા મથી બહુ રહે જ્યાં મૌન નેહી તહીં
'રૂઠ્યા શું પિયુજી?' કરી ઝટ જુએ તે વાંકૂં વાળી સહી. ૪૫

અહીં વાંકૂં વાળી જોવારૂપ અનુભાવથી પ્રતીત થતા ઔત્સુક્ય નામે સંચારી ભાવના ઉદયનૂં નિરૂપણ છે. સ્વામી રખે રૂઠ્યા હોય એવી ચિંતા સંહકારી છે. 'ઝટ' શબ્દથી દ્યોતિત ત્વરા ઔત્સુક્યનો અતિશય સૂચવે છે. પૂર્વાર્ધમાં શોક્યનૂં નામ લેવાથી ઉત્પન્ન થયેલા વૈમનસ્યકૃત ઈર્ષ્યાકોપને શમાવવા ત્રીજા ચરણમાં પ્રથમ સામ અને તે નિષ્ફળ ગયે ઉપેક્ષાનો પ્રયોગ દર્શાવ્યો છે. **नाट्यशास्त्र**માં કહેલી શંકિતા દૃષ્ટિ અહીં નિર્દિષ્ટ છે. નાયિકા મુગ્ધા અને નાયક શઠ છે. સંભોગ નર્મ છે. શાર્દૂલવિક્રીડિત છંદ.

**कथमपि कृतप्रत्यासत्तौ प्रिये स्खलितोत्तरे**
**विरहकृशया कृत्वा व्याजं प्रकल्पितमश्रुतम् ।**
**असहन-सखी-श्रोत्र-प्राप्ति-प्रमाद-ससंभ्रमं**
**विवलितदृशा शून्ये गेहे समुच्छ्वसितं पुनः ॥४६॥**

રખરખીં કયમે પામી મેળો, પિયુજી કથા વિશે
કંઇ લવી જતાં વ્હેના ત્રાસે ન સુણ્યૂં કરી મિષે,
અધીરડી સખીકેરે કાને ચડ્યાની ચૂંકે ભયે
તરલ નયને ભાળી તન્વી લહે કળ નિર્જને. ૪૬

કથા–પ્રેમના આલાપ. કંઇ લવી જતાં–કંઇનું કંઇ બોલતાં, એટલે કે શોક્યના નામે બોલાવતાં. તરલ–ચંચળ. નિર્જન–શૂન્ય પ્રદેશ, સૂનૂં ઘર.

'રખરખી' પદ પિયુના મેળાપને માટે નાયિકાનૂં અંતર્ગત ઔત્સુક્ય સૂચવે છે. 'કયમે' પદ મેળાપ કષ્ટસિદ્ધ છે એવૂં બતાવે છે. 'પિયુજી' પદમાં પ્રણય અને આદરનો ભાવ સમાયો છે. 'અધીરડી' પદના લઘુતાવાચક પ્રત્યયમાં સખીના આકળા સ્વભાવ પ્રત્યે અનાદર ગમ્યમાન હોવાથી પદૈકદેશપ્રકાશ્ય ધ્વનિ છે. 'તન્વી' પદ કૃશતા અવસ્થાનૂં બોધક છે.

અહીં પિયુનો ચિરકાંક્ષિત સમાગમ થયાથી બીજભૂત હર્ષની સમુત્પત્તિ વડે ઉપક્ષેપ–આદિ અંગ દ્વારા મુખ સંધિનો નિર્દેશ છે; પ્રીતમના પ્રણયાલાપ અને ગોત્રસ્ખલનથી હર્ષના લક્ષ્યાલક્ષ્ય ઉદ્‌ભેદ વડે પરિસર્પ–આદિ અંગ દ્વારા પ્રતિમુખ સંધિનો નિર્દેશ છે; વિરહના ત્રાસે સ્ખલિત પ્રત્યે દુ-

લક્ષ દર્શાવ્યાથી દૃષ્ટનષ્ટ હર્ષના પુનઃ અન્વેષણ વડે અભૂતાહરણ–આદિ અંગ દ્વારા ગર્ભ સંધિનો નિર્દેશ છે; ગોત્રસ્ખલન સખીના શ્રવણે પડ્યાની ભીતિથી હર્ષના તિરોધાન વડે અપવાદ–આદિ અંગ દ્વારા અવમર્શ કિંવા વિમર્શ સંધિનો નિર્દેશ છે, અને સ્થળ શૂન્ય જોઈ કળ વળવાથી હર્ષના સંપૂર્ણ નિર્વાહ વડે સંધિ–આદિ અંગ દ્વારા નિર્વહણ કિંવા ઉપસંહાર સંધિનો નિર્દેશ છે. એ રીતે પ્રબંધનૂં શરીર કિંવા બંધારણ જે પંચ સંધિ તેનાથી અમુક્ત હોવાને લીધે મુક્તક છતાં પણ આવા શ્લોકને પ્રબંધ સંજ્ઞા ઘટે છે, એમ **ભોજદેવ सरस्वतीकण्ठाभरण**માં લખે છે.

રસથી ઊભરાઈ જવાને લીધે પ્રબંધ તુલ્ય પ્રસિદ્ધિ પામેલાં **અમરુ**નાં મુક્તકોની શ્રીમાન્ **આનંદવર્ધનાચાર્ય ध्वन्यालोक**માં જે પ્રશંસા કરે છે, તેના પ્રમાણ તરીકે આ ૪૭ શ્લોક **અભિનવગુપ્તાચાર્ય** પોતાની ટીકામાં ટાંકે છે.

અહીં પિયુ પ્રત્યેનો અગાધ પ્રેમ આલંબન છે અને પિયુનૂં ચિરકાંક્ષિત દોહલૂં દર્શન ઉદ્દીપન છે. તેથી હર્ષ નામે સંચારી ભાવ જન્મ પામે છે. તેને વૈમનસ્યકૃત ઈર્ષ્યાકોપ દબાવી દેવાનૂં કરે છે. પરંતુ વિરહનો ત્રાસ ઈર્ષ્યાકોપને શમાવી દેઈ હર્ષની પુષ્ટિ કરે છે. આકળી સખીઓએ સાંભળ્યાની ભીતિથી વળી શંકા નામે વિરોધી ભાવ હર્ષને ફીટાડવાનૂં કરે છે, પણ તે અંતે નિર્બળ પડી આપોઆપ શમે છે; કેમજે સ્થળ સૂનૂં હોવારૂપ કારણથી વિશ્વસ્ત નાયિકાનો હર્ષ પરિપોષિત થાય છે. એ રીતે અનેક વિરોધી ભાવને દબાવી દેઈ ખીલતો હર્ષ સંભોગ શૃંગારને દીપાવે છે. અહીં નર્મગર્ભ અંગ છે. હરિણી છંદ.

**कोपात् कोमललोलबाहुलतिकापाशेन बद्ध्वा दृढं**
**नीत्वा वासनिकेतनं दयितया सायं सखीनां पुरः ।**
**भूयोऽप्येवमिति स्खलत्कलगिरा* संसूच्य दुश्चेष्टितं**
**धन्यो हन्यत एव निह्नुतिपरः प्रेयान् रुदत्या हसन्§ ॥४७॥**

* **स्खलत्कलगिरा** પાઠ **ध्वन्यालोक** અને **दशरूप**માંથી લીધો છે. અસલમાં **स्खलन्मृदुगिरा** છે.

§ સરખાવો **शृङ्गारतिलक**, પરિચ્છેદ ૧, શ્લોક ૨૭ નૂં ઉદાહરણઃ–**कोपात्**

બાંધી કોમળ લોલ બાહુલતિકાપાશે રીસે મંદિરે,
'પાછું આવું કદી ય' એવું ઉચ્ચરી આછા અધૂરા સુરે,
સાંજે વાંક સખી સમક્ષ સૂચવી, આંસુ ગરી લોચને
ના માનંત હસંત ધન્ય પિયુને શ્યામા સરોજે હણે. ૪૭

લોલ–કંપતા. બાહુલતિકાપાશે–હાથ રૂપી નાજુક વેલના પાશથી.

અહીં 'લોલ' શબ્દથી વેપથુ નામે સાત્ત્વિક ભાવ લક્ષિત છે. બાહુ વિશે લતિકાના આરોપથી દુઃસહ વિરહના દુઃખને લીધે કૃશતા દર્શાવી છે. 'સખી સમક્ષ' પદથી, સખીઓ અત્યાર સુધી માનતી ન હતી, એમ જણાવ્યું છે. 'આછા અધૂરા સ્વરે' એ શબ્દોએ વૈસ્વર્ય અને વાક્સ્તંભ નામે સાત્ત્વિક ભાવ સૂચવ્યા છે. 'આંસુ ગરી' એ પદોથી કોપના પરિત્યાગનો અનુભાવ બતાવ્યો છે. અહીં 'આવું કદી ય' શબ્દોએ ધ્વનિત શોક્યના નખના દંશ વગેરે આલંબનથી અને ઇનકાર જવારૂપ ઉદ્દીપનથી ઉપજેલા, વાક્સ્તંભ વૈસ્વર્ય આદિ સાત્ત્વિક ભાવ અને અમર્ષ નામે સંચારી ભાવ સહકારી બનવાથી ખીલેલા, બંધન તાડન આદિ અનુભાવથી પ્રકાશતા ઈર્ષ્યાકોપે કરીને વ્યલીકકૃત ઈર્ષ્યામાનાત્મક વિપ્રલંભ શૃંગાર પ્રકટતાં જ, પ્રેમાતિશય રૂપી આલંબન અને સંધ્યાસમય–વિરહનો ત્રાસ–આદિ ઉદ્દીપનથી વિકસતા, સાત્વિક કંપ આદિ અનુભાવથી પ્રતીત થતા ઔત્સુક્ય નામે સંચારી ભાવને લીધે અશ્રુપાતથી કોપના પરિત્યાગની સાથે સંભોગ શૃંગારરૂપે પર્યવસાન પામે છે. માનાત્મક વિપ્રલંભના પોષણને અર્થે બાહુને લતાપાશનું રૂપક આપી તેટલેથી જ અટકી કવિએ કાવ્યમાર્ગમાં પોતાની કુશળતા બતાવી છે*. તેની સાથે અંગિભૂત રતિનો વિરોધી જે અમર્ષ તે ઉપજાવી,

---

किंचिदुपानतोऽपि रभसादाकृष्य केशेष्वलं नीत्वा मोहनमन्दिरं दयितया हारेण बद्ध्वा दृढम्। भूयो यास्यसि तद्गृहानिति मुहुः कण्ठावरुद्धाक्षरं जल्पन्त्या श्रवणोत्पलेन सुकृती कश्चिद्रहस्ताड्यते ॥

સરખાવો વળી **शृङ्गारतिलक**, પરિચ્છેદ ૧, કારિકા ૪૫, ઉદાહરણ ૨.

* રૂપક ખીલવ્યું હોત, તો મેડીને કારાગૃહપંજર અને નાયિકાને વ્યાધવધૂ (વાગરણ) કહેવા વારો આવત, જેથી ભારે વૈરસ્ય ઉપજત; જુવો **ध्वन्यालोक**, પૃ. ૯૩, ટીકા.

તત્ક્ષણ જ રતિને ઉચિત જે ઈર્ષ્યા ઔત્સુક્ય આદિ ભાવ તેનૂં અનુસંધાન કરી દીધૂં છે, તે પણ ચમત્કારી છે. અહીં નાયક ધૃષ્ટ અને નાયિકા પ્રૌઢા અધીરા છે. વાણી અને ચેષ્ટાકૃત માન નર્મ છે. વિશેષોક્તિ અલંકાર પ્રતીયમાન હોવાથી આ અલંકારધ્વનિનો દૃષ્ટાંત બને છે. શાર્દૂલવિક્રીડિત છંદ.

**याते गोत्रविपर्यये श्रुतिपथं शय्यागतायाश्चिरं**
**निध्यातं परिवर्तनं हृदि पुनः प्रारब्धमङ्गीकृतम् ।**
**भूयस्तत्प्रकृतं कृतं च शिथिलाक्षिप्तैकदोर्लेखया**
**तन्वङ्ग्या न तु पारितस्स्तनभरः क्रष्टुं प्रियस्योरसः* ॥४८॥**

પિયુ કાંઇ લવી ગયે શયનમાં રીસે ભરી પ્યારીએ
ચોંકી ચિંતવીં ચિત્ત પૂંઠ કરવી, નિર્ધારીં આરંભીં એ,
કીધી એ કંઇ તે લઈ કરલતા સંકેલીં ઢીલી ક્રમે;
વ્હાલાના ઉરથી પરંતુ કુચ તો ના લૈ શકી તન્વીં તે. ૪૮

કાંઇ લવી ગયે–શોક્યનૂં નામ દઈ બોલાવતાં. ચોંકી–ચમકીને. ચિંતવી ચિત્ત પૂંઠ કરવી–પૂંઠ કરીને સૂવાનો વિચાર કર્યો.

પૂર્વે અનેક વાર વીસારી મૂકી શોક્યને ત્યાં સમય ગાળવારૂપ આલંબનને લીધે અને હાલ શોક્યના નામે બોલાવવારૂપ ઉદ્દીપનને લીધે પ્રગટતા વૈમનસ્યકૃત ઈર્ષ્યાકોપની, 'પૂંઠ કરવી ચિંતવી–નિર્ધારી આરંભી' અને 'કંઇક કીધી પણ ખરી' એ વાક્યોથી પ્રતીત થતી ઉદયાવસ્થાનૂં અહીં ચમત્કારી નિરૂપણ છે. 'પિયુ' અને 'વ્હાલો' એ પદોમાં નાયક પ્રત્યે નાયિકાના અત્યંત પ્રેમનો ધ્વનિ છે. 'તન્વી' તથા 'કરલતા' એ કૃશતાવાચક પદથી પૂર્વે અનેક વાર શોક્યને ત્યાં સમય ગાળ્યાથી પ્રિયતમના વિરહને લીધે નાયિકા કાઈ થઈ રહ્યાનો ભાવ સૂચવ્યો છે. 'ક્રમે ધીરે કરલતા સંકેલી કંઇક પૂંઠ કીધી પણ ખરી' એ વાક્યથી અને 'વ્હાલાના ઉરથી કુચ તો ના જ લેઈ

* અસલમાં ત્રીજા ચરણમાં **वलिताक्षिप्तैक** છે, તથા ચોથામાં **मानिन्या न तु** છે. ઉપર જે પાઠ આપ્યા છે, તે પૈકી ત્રીજા ચરણનો **शिथिलाक्षिप्तैक** પાઠ **ध्वन्यालोकलोचन**માં આપેલા **शिथिलक्षिप्तैक** પાઠ ઉપરથી કલ્પ્યો છે, અને ચોથા ચરણનો **तन्वङ्ग्या न तु** પાઠ તો **ध्वन्यालोकलोचन**નો જ છે.

બાંધી કોમળ લોલ બાહુલતિકાપાશે રીસે મંદિરે,
'પાછું આવું કદી ય' એવું ઉચરી આછા અધૂરા સુરે,
સાંજે વાંક સખી સમક્ષ સૂચવી, આંસૂ ગરી લોચને
ના માનંત હસંત ધન્ય પિયુને શ્યામા સરોજે હણે. ૪૭

લોલ-કંપતા. બાહુલતિકાપાશે-હાથ રૂપી નાજુક વેલના પાશથી.

અહીં 'લોલ' શબ્દથી વેપથુ નામે સાત્ત્વિક ભાવ લક્ષિત છે. બાહુ વિશે લતિકાના આરોપથી દુઃસહ વિરહના દુઃખને લીધે કૃશતા દર્શાવી છે. 'સખી સમક્ષ' પદથી, સખીઓ અત્યાર સુધી માનતી ન હતી, એમ જણાવ્યું છે. 'આછા અધૂરા સ્વરે' એ શબ્દોએ વૈસ્વર્ય અને વાક્સ્તંભ નામે સાત્ત્વિક ભાવ સૂચવ્યા છે. 'આંસૂ ગરી' એ પદોથી કોપના પરિત્યાગનો અનુભાવ બતાવ્યો છે. અહીં 'આવું કદી ય' શબ્દોએ ધ્વનિત શોક્યના નખના દંખ વગેરે આલંબનથી અને ઇનકાર જવારૂપ ઉદ્દીપનથી ઊપજેલા, વાક્સ્તંભ વૈસ્વર્ય આદિ સાત્ત્વિક ભાવ અને અમર્ષ નામે સંચારી ભાવ સહકારી બનવાથી ખીલેલા, બંધન તાડન આદિ અનુભાવથી પ્રકાશતા ઈર્ષ્યાકોપે કરીને વ્યલીકકૃત ઈર્ષ્યામાનાત્મક વિપ્રલંભ શૃંગાર પ્રકટતાં જ, પ્રેમાતિશય રૂપી આલંબન અને સંધ્યાસમય-વિરહનો ત્રાસ-આદિ ઉદ્દીપનથી વિકસતા, સાત્ત્વિક કંપ આદિ અનુભાવથી પ્રતીત થતા ઔત્સુક્ય નામે સંચારી ભાવને લીધે અશ્રુપાતથી કોપના પરિત્યાગની સાથે સંભોગ શૃંગારરૂપે પર્યવસાન પામે છે. માનાત્મક વિપ્રલંભના પોષણને અર્થે બાહુને લતાપાશનું રૂપક આપી તેટલેથી જ અટકી કવિએ કાવ્યમાર્ગમાં પોતાની કુશળતા બતાવી છે*. તેની સાથે અંગિભૂત રતિનો વિરોધી જે અમર્ષ તે ઊપજાવી,

---

किंचिदुपानतोऽपि रभसादाकृष्य केशोच्चलं नीत्वा मोहनमन्दिरं दयितया हारेण बद्ध्वा दृढम्। भूयो यास्यसि तद्गृहानिति मुहुः कण्ठावरुद्धाक्षरं जल्पन्त्या श्रवणोत्पलेन सुकृती कश्चिद्रहस्ताड्यते ॥
સરખાવો વળી शृङ्गारतिलक, પરિચ્છેદ ૧, કારિકા ૪૫, ઉદાહરણ ૨.

* રૂપક ખીલવ્યું હોત, તો મેડીને કારાગૃહપંજર અને નાયિકાને વ્યાધવધૂ (વાગરણ) કહેવા વારો આવત, જેથી ભારે વૈરસ્ય ઊપજત; જુવો ध्वन्यालोक, પૃ. ૯૩, ટીકા.

તત્ક્ષણ જ રતિને ઉચિત જે ઈર્ષ્યા ઔત્સુક્ય આદિ ભાવ તેનું અનુસંધાન કરી દીધું છે, તે પણ ચમત્કારી છે. અહીં નાયક ધૃષ્ટ અને નાયિકા પ્રૌઢા અધીરા છે. વાણી અને ચેષ્ટાકૃત માન નર્મ છે. વિશેષોક્તિ અલંકાર પ્રતીયમાન હોવાથી આ અલંકારધ્વનિનો દૃષ્ટાંત બને છે. શાર્દૂલવિક્રીડિત છંદ.

यातं गोत्रविपर्यये श्रुतिपथं शय्यागतायाश्चिरं
निर्ध्यातं परिवर्तनं हृदि पुनः प्रारब्धमङ्गीकृतम् ।
भूयस्तत्प्रकृतं कृतं च शिथिलाक्षिप्तैकदोर्लेखया
तन्वङ्ग्या न तु पारितस्स्तनभरः क्रष्टुं प्रियस्योरसः* ॥४८॥

પિયુ કાંઇ લવી ગયે શયનમાં રીસે ભરી પ્યારીએ
ચોંકી ચિંતવી ચિત્ત પૂંઠ કરવી, નિર્ધારી આરંભી એ,
કીધી એ કંઇ તે લઈ કરલતા સંકેલી ઢીલી ક્યમે;
વ્હાલાના ઉરથી પરંતુ કુચ તો ના લૈ શકી તન્વી તે. ૪૮

કાંઇ લવી ગયે–શોક્યનું નામ દઈ બોલાવતાં. ચોંકી–ચમકીને. ચિંતવી ચિત્ત પૂંઠ કરવી–પૂંઠ કરીને સૂવાનો વિચાર કર્યો.

પૂર્વે અનેક વાર વીસારી મૂકી શોક્યને ત્યાં સમય ગાળવારૂપ આલંબનને લીધે અને હાલ શોક્યના નામે બોલાવવારૂપ ઉદ્દીપનને લીધે પ્રગટતા વૈમનસ્યકૃત ઈર્ષ્યાકોપની, 'પૂંઠ કરવી ચિંતવી–નિર્ધારી આરંભી' અને 'કંઇક કીધી પણ ખરી' એ વાક્યોથી પ્રતીત થતી ઉદયાવસ્થાનું અહીં ચમત્કારી નિરૂપણ છે. 'પિયુ' અને 'વ્હાલો' એ પદોમાં નાયક પ્રત્યે નાયિકાના અત્યંત પ્રેમનો ધ્વનિ છે. 'તન્વી' તથા 'કરલતા' એ કૃશતાવાચક પદથી પૂર્વે અનેક વાર શોક્યને ત્યાં સમય ગાળ્યાથી પ્રિયતમના વિરહને લીધે નાયિકા કાઈ થઈ રહ્યાનો ભાવ સૂચવ્યો છે. 'ક્યમે ધીરે કરલતા સંકેલી કંઇક પૂંઠ કીધી પણ ખરી' એ વાક્યથી અને 'વ્હાલાના ઉરથી કુચ તો ના જ લેઈ

* અસલમાં ત્રીજા ચરણમાં वलिताक्षिप्तैक છે, તથા ચોથામાં मानिन्या न तु છે. ઉપર જે પાઠ આપ્યા છે, તે પૈકી ત્રીજા ચરણનો शिथिलाक्षिप्तैक પાઠ ध्वन्यालोकलोचनમાં આપેલા शिथिलक्षिप्तैक પાઠ ઉપરથી કલ્પ્યો છે, અને ચોથા ચરણનો तन्वङ्ग्या न तु પાઠ તો ध्वन्यालोकलोचननो જ છે.

શકી' એ વાક્યથી અત્યંત પ્રેમ સૂચવનાર ઔત્સુક્ય અને વિરહનો ત્રાસ દર્શાવનાર શંકા એ બે ભાવો અનુક્રમે પ્રદર્શિત છે. એ ઔત્સુક્ય અને શંકારૂપી પ્રતિબંધક ભાવો કોપનો વિકાસ અટકાવી અંકુર અવસ્થામાં રહેતા કોપના ઉદયને સવિશેષ રમણીય કરે છે. અહીં કૈશિકી વૃત્તિનું નર્મસ્ફોટ અંગ છે. પર્યાય અને વિશેષોક્તિની સંસૃષ્ટિ છે. શાર્દૂલવિક્રીડિત છંદ.

स्वं दृष्ट्वा करजक्षतं मधुमदक्षीबाविचार्येर्ष्यया
गच्छन्ती क नु गच्छसीति विधृता बाला पटान्ते मया ।
प्रत्यावृत्तमुखी सबाष्पनयना मां मुञ्च मुञ्चेति सा
कोपप्रस्फुरिताधरा यदवदत् तत् केन विस्मार्यते ॥४९॥

પંડે ડંખ દીધેલ જે નખથકી તે મદ્ય પી વીસરી
રીસાઈ–તર્જીને જતાં 'રસિકડી ! ક્યાં જાય છે?' ઊચરી
રોકંતાં નયને ભીંને ફફડતે ઓઠે વદી જે તહીં
આડું જોઈ 'મુ–મૂ–મૂકો, ન–નહિ નો!' તે મેં ભૂલાઓ નહિં. ૪૯

અહીં નખના ડંખ વિશે ભ્રાંતિ આલંબન છે અને મદ ઉદ્દીપન છે. તેથી પ્રગટેલા કોપનો ઉદય પિયુને તજી જવારૂપ અનુભાવથી પ્રકાશિત છે. સંચારી ભાવરૂપે પ્રદર્શિત કોપ પિયુની તર્જના, અધરકંપ, અને અશ્રુસ્તંભરૂપી કાર્યથી ખીલી વૈમનસ્યકૃત ઈર્ષ્યામાનાત્મક વિપ્રલંભ શૃંગારરૂપે પરિણામ પામે છે. વાણી તથા ચેષ્ટાકૃત માન નર્મ છે. શાર્દૂલવિક્રીડિત છંદ.

कपोले पत्राली करतलनिरोधेन मृदिता
निपीतो निःश्वासैरयममृतहृद्योऽधररसः ।
मुहुः कण्ठे लग्नस्तरलयति बाष्पः स्तनतटं
प्रियो मन्युर्जातस्तव निरनुरोधे न तु वयम् ॥५०॥

કરે લોપી લેખા મલયજતણી ગાલ પરની,
અમી ચૂસી ચૂસી સકળ સિસકારે અધરની,

ગળે બાઝી ડૂમે કુચ દમોં રહી રોષ જ, અલી,
બન્યો વ્હાલો; વ્હાલા તુજ ન જ અમે આજ, ડસોંલી! ૫૦

લોપી–લૂછી. લેખા–પત્રલેખા, સુશોભિત લેપ. મલયજ–મલયાગરુ ચંદન.

અહીં શ્લેષના બળથી ચુંબન મર્દન આદિક પ્રિયજનના ધર્મ ગોપમાં આરોપિત છે. પહેલા ચરણમાં લમણે હાથ દીધાથી ચિંતાનું, બીજા ચરણમાં નિઃશ્વાસને લીધે અધરના વૈવર્ણ્યે ને શોષથી નિર્વેદનૂં તથા ત્રીજા ચરણમાં ડૂમો ભરાયાથી કુચના કંપે કરીને આવેગનૂં સૂચન છે. એ સઉ પિયુની અવગણનાથી પ્રતીત થતા વિપ્રિયકૃત ઈર્ષ્યાકોપના સહકારી થઈ નિઃશ્વાસ વૈવર્ણ્ય આદિ સાત્ત્વિક ભાવના સંગમાં, ઈર્ષ્યામાનાત્મક વિપ્રલંભ જે અહીં અંગી છે, તેને ખીલાવે છે. કાવ્યલિંગ, શ્લેષ અને વ્યસ્ત રૂપકનો સંકર છે, તે રસધ્વનિનૂં અંગ બની વિપ્રલંભને સવિશેષ શોભાવે છે. આથી **सरस्वतीकण्ठाभरण**માં પ્રસ્તુત શ્લોક રસપ્રધાન રસાલંકારસંકરના દૃષ્ટાંત તરીકે આપ્યો છે. નાયિકા મધ્યા ધીરાધીરા છે. વેષ અને ચેષ્ટાકૃત માન નર્મ છે. શિખરિણી છંદ.

**लिखन्नास्ते भूमिं बहिरवनतः प्राणदयितो**
**निराहाराः सख्यः सततरुदितोच्छूननयनाः ।**
**परित्यक्तं सर्वं †लसितपठितं पञ्जरशुकै-**
**स्तत्रावस्था चेयं विसृज कठिने मानमधुना ॥ ५१ ॥**

નીચૂં નાંખી માથૂં પ્રિયતમ પણે ભોંય જ ખણે;
તજ્યૂં ખાવૂં પીવૂં રડીં રડીં સઉ એ સખીજને;
વીસાર્યૂં વ્હીલાઈ રટણ રમણે પંજરશુકે;
દશા તારી એ આ થઈ; હઠ હઠીલી! તજ હવે. ૫૧

અહીં વિપ્રિયકૃત ઈર્ષ્યામાનાત્મક વિપ્રલંભ શૃંગાર છે. પિયુની તર્જના, સખીની શીખામણની અવજ્ઞા, અને શુકની ઉપેક્ષા આદિથી પ્રતીત થતો 'હઠીલી' પદથી સૂચિત ઉગ્રતા નામે સંચારી ભાવ માનનૂં પોષણ કરે છે. આ ગુરુ માનનો દૃષ્ટાંત છે. માનકૃત શૃંગારી નર્મ છે. સમુચ્ચયપોષિત કાવ્યલિંગ અલંકાર છે. શિખરિણી છંદ.

† અસલમાં **हसित** છે. **लसित** પાઠ કલ્પિત છે.

कठिनहृदये मुञ्च भ्रान्तिं व्यलीककथाश्रयां
पिशुनवचनैर्दुःखं नेतुं न युक्तमिमं जनम् ।
किमिदमथवा सत्यं मुग्धे त्वयाद्य विनिश्चितं
यदभिरुचितं तन्मे कृत्वा प्रिये सुखमास्यताम् ॥५२॥

કૂડી કથનીથી શંકા કાં આ નમ્હેરી ! ધરી હૃદે ?
કુટિલ જનનૂં માની મુગ્ધે ! ન દુઃખ દીધૂં ઘટે.
બસ જ અથવા; સાચે સાચૂં સઉ ય, કહે તૂં જે;
થયૂં ? તૂં જ સુખી થાયે જેથી પ્રિયે ! કર તે હવે. ૫૨

કથની–કૂથલી. શંકા–વ્હેમ. હૃદે–હૃદયમાં, મનમાં. નમ્હેરી–મહેર વગરની, કઠણ ચિત્તની. કુટિલ–ખળ, કૂડા.

આ વ્યલીકકૃત ઈર્ષ્યામાનાત્મક વિપ્રલંભ શૃંગારનો પ્રસંગ છે. માન મિટાવવા સામ ઉપાય અહીં વાપર્યો છે. સાંત્વનનો ક્રમ સ્પષ્ટ છે. અહીં અનુક્રમે અમર્ષ, અસૂયા, વિષાદ અને દૈન્યનૂં સૂક્ષ્મ સૂચન હોવાથી કૈશિકી વૃત્તિનૂં નર્મસ્ફોટ નામે અંગ છે. પ્રેમાતિશયને લીધે નાયકનાં વૈક્લવ્ય અને ઉત્કંઠાનો ધ્વનિ છે. હરિણી છંદ.

पादासक्ते सुचिरमिह ते वामता कैव मुग्धे
मन्दारम्भे प्रणयिनि जने कोऽपराधोपरोधः ।
इत्थं तस्याः परिजनकथाकोमले कोपवेगे
बाष्पोद्भेदैस्तदनु सहसा न स्थितं न प्रवृत्तम् ॥५३॥

'લોટે પાયે પડી જ પિયુડો, તેહ શૂં રાઢ કેવી ?
બોલે ના એ મુખથી કંઇ, ને કેડ શી એની લેવી ?'
એવાં વેણો સુણી સહીતણાં રોષ કૂંળો પડંતાં
આંસૂ આંસા મહીં સલૂણીનાં ના વહ્યાં ના રહ્યાં વા. ૫૩

રાઢ–રૂસણૂં, આડાઇ. કેડ લેવી–ખોતરડા કાઢ્યા કરવૂં. બોલે ના

એ૦–વાત વધી ન પડે અને કંઈ કરતાં એ રોષ શમે, એ વિચારથી પોતાનો બચાવ પિયુ કરતા નથી તે છતાં એ.

અહીં આંસૂ થંભી રહેવારૂપ અનુભાવથી કોપ હજુ કંઇ અવશિષ્ટ છે એમ સૂચવ્યૂં છે, તેથી કરીને **सरस्वतीकण्ठाभरण** જેને ભાવશેષ કહે છે તેનૂં આ ઉદાહરણ બને છે. માન દૂર કરવા નમન અને સામનો પ્રયોગ છે. વિપ્રિયકૃત ઈર્ષ્યામાનાત્મક વિપ્રલંભ શૃંગારનૂં અહીં નિરૂપણ છે. માન નર્મ છે. કાવ્યલિંગ અલંકાર છે. મંદાક્રાંતા છંદ.

**असद्वृत्तो नायं न च खलु गुणैरेष रहितः**
**प्रियो मुक्ताहारस्तव चरणमूले निपतितः।**
**गृहाणेमं मुग्धे नय च निजकण्ठप्रणयिता–**
**मुपायो नास्त्यन्यस्तव हृदयसंतापशमने* ॥ ९४ ॥**

અલી ! આ રૂડેરો વિમળ ગુણવાળો પ્રિય પગે
પડ્યો, જો, આ–હારે તરછટ તજી દીધ સુભગે !
છબીલી ! તે કંઠે ધરી જ લપટાવ્યો ઉર ઘટે,
વિના તે ના ઘેલી ! હૃદયતણી તપ્તિ તુજ મટે. ૫૪

વિમળ–[1]નિર્મળ, ઉજ્જવળ; [2]દૂષણરહિત. ગુણ–[1]દોરી, ગાંઠણ; [2]શોભા, વિલાસ, માધુર્ય, ગાંભીર્ય, ધૈર્ય, તેજ, લલિત, અને ઔદાર્ય એ નાયકના આઠ સાત્ત્વિક ગુણ. આ–હાર=[1]આ મોતીની માળા; [2]ખોરાક, ખાવૂં પીવૂં. કંઠે ધરી–[1]ગળે ધારણ કરી; [2]કોટી કરી, ભેટી.

રીસાયલી નાયિકાને મનાવવા મોતીનો હાર ચરણે નિવેદન કરી નાયક નાયિકાને પગે પડે છે, તે વખતે આગમચથી સાધી રાખેલી સખીનૂં નાયિકા પ્રત્યે આ બોલવૂં છે. અહીં પ્રિય શબ્દથી તારે એના વગર નહિ ચાલે એમ સૂચવ્યૂં છે. 'વિમળ ગુણવાળો' એ શબ્દોએ ઉભયનૂં સ્પૃહણીયત્વ બતાવ્યૂં છે. 'રૂડેરો' શબ્દથી એ ઉપેક્ષાને લાયક નથી એમ જણાવ્યૂં છે. માનકૃત સંતાપ અને કામજ્વરનો તાપ મોતીના હાર આદિ શીતોપ-

* અસલમાં **नय च** ને બદલે **त्वजतु** છે. નવો પાઠ કલ્પિત છે.

ચારથી અને પ્રિયતમના આલિંગનથી શમે એ સુપ્રસિદ્ધ છે. ઉરના તાપના નિરૂપણથી નાયિકાના વૈક્લવ્યનો આક્ષેપ છે. વિરહથી વિહ્વળ છતાં, વ્હાલા સામી દૃષ્ટિ નથી કરતી; માટે નાયિકાને ઘેલી કહી છે.

અહીં મોતીના હારનો અને પિયુનો બંને વૃત્તાંત પ્રસ્તુત હોવાથી શ્લેષના બળથી પ્રગટતો ઉપમા અલંકાર ગમ્યમાન છે, જેથી શબ્દશક્તિમૂલક અલંકારધ્વનિનો આ દૃષ્ટાંત બને છે. વિપ્રિયકૃત ઈર્ષ્યામાનાત્મક વિપ્રલંભ શૃંગાર છે. માન મૂકાવવા ભેદ, દાન અને નમનનો પ્રયોગ છે. માન નર્મ છે. શિખરિણી છંદ.

निःशेषच्युतचन्दनं स्तनतटं निर्मृष्टरागोऽधरो
नेत्रे दूरमनञ्जने पुलकिता तन्वी तवेयं तनुः ।
मिथ्यावादिनि दूति बान्धवजनस्याज्ञातपीडागमा*
वापीं स्नातुमितो गतासि न पुनस्तस्याधमस्यान्तिकम् ॥५५॥

નેત્રાંતે નવ અંજને, કુચતટે ના ચંદને રંચ, ને
લાલી ના અધરે રજે, તનુ તને રોમાંચ છાયાં જ છે;
જા જા જૂઠડી દૂતી ! તે અધમની પાસે ગઈ ના, અને
કુંડે તૂં જઈ ન્હાઈ આવી ન ગણી બંધુની પીડા ઉરે ! ૫૫

પિયુને તેડવા મોકલેલી પિયુ સાથે રમીને આવેલી દૂતી પ્રત્યે વિદગ્ધ ખંડિતા નાયિકાનું આ કહેવું છે. 'બહેન ! હું લાલાજી પાસે જઈ આવી; મેં તેમને બહુ બહુ કહ્યું, પણ તે ન આવ્યા' આવું આવૂં જૂઠું બોલી સમજાવનારી દૂતી ! તારે ન્હાવાનો વખત વીતી જતો હોવાથી, હું આટલી વિરહવેદનાથી પીડાતી છતાં પણ, તૂં પરભારી જઈ કુંડમાં ન્હાઈ આવી, અને બીજાના દુઃખને ન લેખવતા તે દુષ્ટની પાસે ન ગઈ ! કેવી સ્વાર્થી ! સખી હોય તે આમ છેહ ન દે. દૂતી તે દૂતી જ. તૂં માનતી નથી પણ આ તારો ડોળ જ કહી આપે છે. જો ને. કુંડમાં ઊતાવળે મ્હો ધોતાં

* अज्ञातपीडागमा પાઠ चित्रमीमांसा તથા सरस्वतीकण्ठाभरण ઉપરથી લીધો છે. અસલમાં अज्ञातपीडागमे છે.

નેત્રના ખૂણાનું જ કાજળ હાથથી લ્હોવાયૂં છે; માણસની ભીડમાં લૂગડું ખસી ન પડે માટે છાતી ઉપર હાથનો સ્વસ્તિક વાળીને ન્હાતાં સ્તનનાં પડખાંનૂં જ ચંદન લૂછાયૂં છે. દાંત ધોતાં નીચલા ઓઠની જ લાલી ધોવાઈ છે; વળી શીતોદકસ્નાનને લીધે સુકુમાર શરીરે રોમાંચ પણ છાયાં જ છે'. આ રીતે વાપીસ્નાનપરત્વે વાચ્યાર્થ છે. અહીં 'અધમ' શબ્દથી પ્રતિપાદિત દુષ્ટતારૂપ સાધારણ ધર્મ અપરાધ રૂપી નિમિત્તને અવલંબી વિશિષ્ટ બની વ્યંજનાશક્તિના મહિમા એ દૂતી સાથે ક્રીડા કરવા રૂપી દુષ્ટતારૂપે પરિણમે છે; તેણે કરીને 'ધણી એ વાર અપરાધ કરનાર તે દુષ્ટની જ પાસે તૂં જઈ આવી છે, ને તેથી તેણે કરેલા ચુંબનને લીધે તારી આંખના ખૂણાનૂં જ કાજળ લૂછાયૂં છે. મર્દનને લીધે સ્તનનાં પડખાંનૂં જ ચંદન લ્હોવાયૂં છે, અધરપાનને લીધે નીચલા ઓઠની જ લાલી ગાઠી છે, અને અદ્યાપિ ક્રીડાના આનંદને લીધે તારા સુકુમાર શરીરે રોમાંચ પણ છવાયાં જ છે' એવો આક્ષેપબળે માર્મિક અર્થ ઊપજે છે§.

આ શબ્દશક્તિમૂલક વસ્તુધ્વનિનૂં ઉદાહરણ છે. અહીં મર્મનાં વચનરૂપ અનુભાવથી પ્રતીત થતો અસૂયા નામે સંચારી ભાવ વ્યલીકકૃત ઈર્ષ્યામાનાત્મક વિપ્રલંભ શૃંગારનૂં પોષણ કરે છે. **सरस्वतीकण्ठाभरण**માં ભાવિક અલંકારના અવ્યક્ત ઉદ્ભેદવાળા પ્રકારના દૃષ્ટાંત તરીકે આ શ્લોક આપ્યો છે; અને **काव्यप्रकाश**માં ધ્વનિ કિંવા ઉત્તમ કાવ્યના દૃષ્ટાંત તરીકે આપ્યો છે. કૈશિકી વૃત્તિનૂં નર્મગર્ભ નામે અંગ છે. શાર્દૂલવિક્રીડિત છંદ.

**लाक्षालक्ष्म ललाटपट्टमभितः केयूरमुद्रा गले**
**वक्त्रे कज्जलकालिमा नयनयोस्ताम्बूलरागोदयः ।**
**दृष्ट्वा कोपविधायि मण्डनमिदं प्रातश्चिरं प्रेयसो**
**लीलातामरसोदरे मृगदृशः श्वासाः समाप्तिं गताः ॥५६॥**

લાગ્યો છે અળતો લલાટ, પડી છે રેખા કડાની ગળે,
રંગાયૂં મુખ કાજળે, દૃગ વળી રોળાઈ છે તાંબૂલે;

§ **चित्रमीमांसा**માં જૂદી રીતે ધ્વનિ ઊપજાવ્યો છે. પંડિતરાજ જગન્નાથ **रसगंगाधर**માં તેનૂં ખંડન કરે છે. માટે તે અહીં આપ્યો નથી.

રોષાગ્નિ ભભકાવતો પિયુતણો ન્હાણા વિશે વેષ એ
  પેખી માનિનીના સમાય અછતા નિઃશ્વાસ નીલોત્પલે. ૫૬

દગ–આંખ. નીલોત્પલ–હાથમાં રાખેલું ભૂરૂં કમળ.

અહીં લલાટે અળતો લાગ્યો છે, તેથી પિયુ રીસાયલી શોક્યને પગે પડ્યાનું ધ્વનિત છે; કડાની રેખા ગળે પડી છે, તેથી શોક્યે રૂસણું છાંડી કંઠાલિંગન દીધાનું સૂચિત છે; મુખ કાજળે રંગાયું છે, તેથી પિયુએ શોક્યનાં નેત્ર ચૂમ્યાનું પ્રતીત છે; અને આંખો તાંબૂળે રોળાઈ છે, તેથી શોક્યે પિયૂનાં નેત્ર ચૂમ્યાનું વ્યંજિત છે.

અવહિત્થ નામે સંચારી ભાવનો આ દૃષ્ટાંત છે. પોતાનું ગૌરવ જાળવવા સારૂ કમળ સૂંઘવાને મિષે અંતઃકોપના નિઃશ્વાસ તેમાં સમાવવા એ અવહિત્થનો અનુભાવ છે. આથી કરીને મન્યુકૃત ઈર્ષ્યામાનાત્મક વિપ્રલંભ શૃંગારનું પોષણ થાય છે. નાયિકા પ્રૌઢા અધીરા ખંડિતા અને નાયક ધૃષ્ટ છે. કૈશિકી વૃત્તિનું નર્મગર્ભ અંગ છે. સમુચ્ચયપોષિત વિશેષોક્તિ અલંકાર છે. શાર્દૂલવિક્રીડિત છંદ.

**प्रातः प्रातरुपागतेन जनिता निर्निद्रता चक्षुषो-**
  **र्मन्दाया मम गौरवव्यपनयादुत्पादितं लाघवम् ।**
**किं तद्यन्न कृतं त्वया मरणभीर्मुक्ता मया गम्यतां**
  **दुःखं तिष्ठसि यच्च पथ्यमधुना कर्तास्मि तच्छ्रोष्यसि ॥ ५७ ॥**

આવી આવી પરોડિયે દૂર કર્યૂં દૃષ્ટિતણું ઘેન, ને
  લેળો ભાર હરી કરી જ હળવી; શું શું ન કીધૂં તમે?
ના આ મંદ દશા વિશે મરણનો છે લેશમાત્રે ભયે;
  સાચે સેવીશ પથ્ય હૂં; દિલ પિયુ ! દુખાય છે, ઊઠિયે. ૫૭

ઘેન–મદવાડને લીધે આંખ દબાઈ જવી તે. ભાર–સુસ્તીને લીધે શરીર ભારે ભારે લાગે તે. મંદ–નરમ, કાયલી. લેશમાત્રે–લગારે. પથ્ય–[1]પરહેજનો ખોરાક, સુખકારક ખોરાક; [2]સુખકારક રસ્તો.

શોક્યને વશ થઈ ગયેલા પિયુ મંદવાડ જાણી જોવા આવે છે, તેમના પ્રત્યે નાયિકાનૂં આ કહેવૂં છે. મંદવાડને લગતો અર્થ તો સ્પષ્ટ જ છે. પરંતુ એ શ્લોકમાં બીજો પણ અર્થ સમાયલો છે. નાયિકાનૂં કહેવાનૂં મર્મ એમ પણ છે કે 'પિયુજી (અર્થાત્ હૂં તો તમને અદ્યાપિ ચાહૂં છું પણ તમે મને મનથી ઊતારી નાંખી છે)! તમારી ઝંખનાથી આખી રાત ઊજાગરે ગાળી સવારે દુઃખ અને શ્રમના માર્યાં આંખ જરા મળવા પામે તે વખતે શોક્યને ઘેરથી આવી અધર ઉપરના ડંખ વગેરેથી દૃષ્ટિશૂળ ઊપજાવી તમે મારી નિદ્રા હરી છે, ને શોકને સુહાગણ અને મને દૂહાગણ બનાવી ભાર ઘટાડી મને હળવી પણ પાડી છે. હવે શૂં કરવૂં બાકી રહ્યૂં છે? આવી માઠી (મંદ) દશામાં હૂં હવે મોતથી પણ ડરતી નથી, અર્થાત્ હૂં મારો જીવ કાઢીશ. અહીં બેસવાથી તમારૂં દિલ બહુ દૂખાય છે, એટલે કે તમારી વ્હાલીના વિયોગથી તમે બહુ પીડાઓ છો. માટે ઊઠો હવે.'

મંદવાડનો તેમ જ ઈર્ષ્યાકોપનો અર્થ બેઉ એ પ્રસ્તુત હોવાથી શ્લેષોત્થાપિત ઉપમા ગમ્યમાન છે, જેથી આ શબ્દશક્તિમૂલક અલંકારધ્વનિનો દૃષ્ટાંત બને છે. અહીં વિષાદ, અસૂયા, નિર્વેદ આદિ સંચારી ભાવ જેના સહકારી છે એવો ઈર્ષ્યાકોપ ઊજાગરા થવા, શરીર લેવાવૂં, મરવા તત્પર થવૂં, આદિ કાર્યથી પ્રતીત થઈ, મરણ નામે સંચારી ભાવના આક્ષેપથી પુષ્ટ બની મન્યુકૃત ઈર્ષ્યામાનાત્મક વિપ્રલંભ શૃંગારને ખીલાવે છે. નાયિકા પ્રૌઢા ધીરાધીરા ખંડિતા છે. કૈશિકી વૃત્તિનૂં નર્મગર્ભ અંગ છે. શ્લેષ અલંકાર છે. શાર્દૂલવિક્રીડિત છંદ.

अज्ञानेन पराङ्मुखीं परिभवादाश्लिष्य मां दुःखितां
किं लब्धं शठ दुर्नयेन नयता सौभाग्यमेतां दशाम् ।
पश्यैतद् दयिताकुचव्यतिकरासक्ताङ्गरागारुणं
वक्षस्ते मम तैलपङ्कमलिनैर् वेणीपदैरङ्कितम् ॥५८॥

સૂતી'તી અવળી બળીજળી દુઃખે દૂહાગણી; તે મને
ના પ્રીછી ભુજમાં ભીડી અડપલૂં કાં તે કર્યૂં? ધીટ હે!
વ્હાલીના કુચકેરી કેસરભરી જે છાપ છાઈ ઉરે,
તે ચીઢાણી લટો છૂટી મુજ અડ્યે ચૂંથાઈ ખાલી ખરે! ૫૮

ના પ્રીછી–મને ન ઓળખી, તારી માનીતીના ભ્રમથી; અથવા તો વગર સમજ્યે, વગર વિચાર્યે. અડપલૂં–આલિંગન રૂપી અટકચાળું.

ઋતુદાનનો સમય ચૂકાવવારૂપ આલંબનથી પ્રગટેલી, શોક્યના કુચની છાપ જોવારૂપ ઉદ્દીપનથી ખીલેલી, મર્મવચનરૂપ અનુભાવથી પ્રકાશતી અસૂયા અહીં વૈમનસ્યકૃત ઈર્ષ્યામાનાત્મક વિપ્રલંભ શૃંગારને દીપાવે છે. નાયિકા પ્રૌઢા ધીરા ખંડિતા અને નાયક ધૃષ્ટ છે. માન નર્મ છે. વિષમ અલંકાર છે. શાર્દૂલવિક્રીડિત છંદ.

चलतु तरला धृष्टा दृष्टिः खला सखि मेखला
स्खलतु कुचयोरुत्कम्पान्मे विदीर्यतु कञ्चुकम् ।
तदपि न मया संभाष्योऽसौ पुनर्दयितः शठः
स्फुटति हृदयं मानेनान्तर्न मे यदि तत्क्षणम् ॥५८॥

તનમન ભલે નાચો નેનો નઠોર, ઉતાવળા
ઉરજ ઉછળી રોળો ચોળી, સરો શ્લથ મેખળા;
તદપિ શઠ એ કંથા સાથે ન બોલૂં ન બોલૂં તે,
હૃદય રૂસણે જો ના ફાટે ફડાક સમૂળું એ. ૫૯

તનમન–તનમનાટ સાથે, અથવા તો તન અને મનથી. ઉરજ–સ્તન. શ્લથ–ઢીલી. ન બોલૂં ન બોલૂં તે–નહિ બોલૂં એવો નિશ્ચય કર્યો છે, તે નહિ જ બોલું. સમૂળું–મૂળમાં, મૂળમાંથી. તદપિ–તોપણ.

અહીં નેત્ર નાચવાથી, કુચ ઉછળવાથી, અને મેખળા સરકવાથી, તેમ જ હૃદયની ઉત્કંઠાથી ઔત્સુક્ય નામે સંચારી ભાવનો, અને નેત્રના તનમનાટ વગેરેની અવગણનાથી, અને હૃદય ફાટવા પર્યંત શઠ કંથ સાથે ન બોલવાના આગ્રહથી અમર્ષ નામે સંચારી ભાવનો સંધિ છે. મન્યુકૃત ઈર્ષ્યામાનાત્મક વિપ્રલંભ શૃંગાર છે. અણતેડ્યાં પિયૂ ભણી વળતાં નઠોર નેનો તે નાચે જ, ઉતાવળા કુચ ચોળી રોળે જ અને હાલ્યા કરતી મેખળા પણ છૂટી પડે જ, વગેરે શ્લિષ્ટ વાક્યો ઔત્સુક્ય અને અમર્ષનું સાથે પોષણ કરે છે. 'કંથા' પદમાં લઘુતાવાચક પ્રત્યયથી હૃદયને રૂંધી લેતો આ-

મર્ષ જેવો પ્રતીત છે; તેવો જ પ્રીત્યર્થ कम् ધાતુથી પ્રાણને પરવશ બનાવતો પ્રેમ પણ પ્રકટિત છે. અલંકાર પરિકર છે. હરિણી છંદ.

यद्गम्यं गुरुगौरवस्य सुहृदो यस्मिल्लँभन्तेऽन्तरं,
यद्दाक्षिण्यवशाद्भयाच्च सहते मन्दोपचारानपि ।
यल्लज्जा निरुणद्धि यत्र शपथैरुत्पाद्यते प्रत्यय-
स्तत्किं प्रेम स उच्यते परिचयस्तत्रापि मानेन किम् ॥६०॥

માઝા ના જ મૂકાય વૃદ્ધ જનની, મિત્રો ઉવેખાય ના,
દાક્ષિણ્યે અથવા ભયે વિનયનાં વેણો ઊથાપાય ના,
લોપાયે નવ લોકલાજ, શપથો પાછા ય ઠેલાય ના,
તે તે નેહ? નહિ નહિ જ, કહિયે માયા; તહીં માન શાં? ૬૦

મિત્રો ઉવેખવા—મિત્રો પ્રત્યે બેદરકારી બતાવવી. દાક્ષિણ્ય—મીઠાશ, ઉપચાર. શપથ—સમસધરા. માયા—[1]મહોબત; [2]ઇંદ્રજાળ.

પિયુ તર્ફથી આવેલી સખી નાયિકાને કહે છે કે 'હે બહેન તું શા માટે આમ માન ધરી બેઠી છે?' તેના પ્રત્યે નાયિકાનું આ બોલવું છે. તે કહે છે,— અરે બહેન! તું શું બોલી એ? અમારે રીસાવું કેવું! જ્યાં રાગ હોય ત્યાં રૂસણાં હોય. રાગ નહિ ત્યાં રૂસણાં શાં? પ્રેમ હોય તો 'વડીલોની માઝા કેમ મૂકાય, મિત્રો કેમ ઉવેખાય, લોકલજ્જા કેમ લોપાય, સમસધરા કેમ પાછા ઠેલાય, ઉપચારનાં મીઠાં વચન પણ શી રીતે તરછોડાય?' એવા એવા વિચાર હોય કે? લોક કહે છે કે પ્રેમ ત્યાં નેમ નહિ. આ તો, ઠીક છે, માયા મહોબત છે; ત્યાં તે રીસાવું હોય જ?

અહીં પિયુની પ્રીતિના અધિક્ષેપથી પ્રતીત થતા ગર્વ નામે સંચારી ભાવનું નિરૂપણ છે. અસૂયા નામે સંચારી ભાવ તેનો સહકારી છે. પ્રણય-માનાત્મક વિપ્રલંભ શૃંગાર છે. નાયિકા પ્રૌઢા ધીરાધીરા છે. માન નર્મ છે. કાવ્યલિંગ અલંકાર છે. શાર્દૂલવિક્રીડિત છંદ.

कृतो दूरादेव स्मितमधुरमभ्युद्गमविधिः
शिरस्याज्ञा न्यस्ता प्रतिवचनवत्यानतिमति ।

न दृष्टेः शैथिल्यं मिलन इति चेतो दहति मे
निरूढान्तःकोपा कठिनहृदये संवृतिरियम्* ॥ ६१ ॥

ઊઠી સામી આવી મુખ મલપતું દુરથી કરી,
દઈ રૂડી રીતે પ્રતિવચન આજ્ઞા શિર ધરી,
મિલાવી દૃષ્ટિ એ; રીસડી વિધ એ ઊંડી નિજની
છૂપાવીઃ તે સાલે મુજ ઉર અહો ક્રૂર મનની! ૬૧

પ્રતિવચન–પ્રત્યુત્તર. રૂડી રીતે–બરાબર, સ્પષ્ટ. દગ–નેત્ર.

રીસ છૂપાવવારૂપ કાર્યથી પ્રતીત થતો અવહિત્થ નામે સંચારી ભાવ વિપ્રિયકૃત ઈર્ષ્યામાનાત્મક વિપ્રલંભ શૃંગારનું પોષણ કરે છે. અહીં ઔદાર્ય નામે નાટ્યાલંકાર પણ છે. નાયિકા પ્રૌઢા ધીરા છે. કૈશિકી વૃત્તિનું નર્મગર્ભ અંગ છે. શિખરિણી છંદ.

आयस्ता कलहं पुरेव कुरुते न स्रंसने वाससो
भुग्नभ्रूरतिखण्ड्यमानमधरं धत्ते न केशग्रहे ।
अङ्गान्यर्पयति स्वयं भवति नो वामा हठालिङ्गने
तन्व्या शिक्षित एष संप्रति पुनः कोपप्रकारोऽपरः† ॥६२॥

---

* અસલમાં ચોથા ચરણમાં **निगूढान्तःकोपा** છે. પણ **निगूढ** અને **संवृति**ના સાથે પ્રયોગમાં પુનરુક્તિ જણાય છે, તેથી **सुभाषितावलि** પ્રસ્તુત શ્લોકની છાયારૂપ નનામો નીચેનો શ્લોક છે તે ઉપરથી નવો પાઠ કલ્પ્યો છેઃ— **वरं भ्रूभङ्गास्ते प्रकटितगुरुक्रोधविभवा वरं सोपालम्भाः प्रणयविमुखा गद्गदगिरः । वरं मानाटोपात् प्रसभरचितोऽनादरविधिर्न रूढान्तःकोपा कठिनहृदये संवृतिरियम् ॥**. સરખાવો પ્રસ્તુત શ્લોક સાથે **गाहासत्तसई । ६ । १३ ।** તથા **शृङ्गारतिलक**, પરિછેદ ૧, કારિકા ૪, ઉદાહરણ.

† સરખાવો **शृङ्गारतिलक**, પરિચ્છેદ ૧, કારિકા ૪૪ નૂં બીજૂં ઉદાહરણઃ—**यत् पाणिर्न निवारितो निवसनग्रन्थिं समुद्ग्रन्थयन् भ्रूभेदो न कृतो मनागपि मुहुर्यत्खण्ड्यमानेऽधरे । यन्निःशङ्कमिवार्पितं वपुरहो पत्युः समालिङ्गने मानिन्या कथितोऽनुकूलविधिना तेनैव मन्युर्महान् ॥**

ખેચંતાં પટ પાંશરી પ્રથમની પેઠે ન ખીજે જરા,
અંબોડો ગ્રહતાં ન ઓઠ ડસીને ચંડી ચડાવે ભવાં,
ભીડંતાં ભુજમાં હઠે વણહઠચે અર્પે જ અંગો સમાં;
આ કો ઓર જ આજ રૂસણું સજયૂં તન્વંગીએ સર્વથા. ૬૨

વણહઠચે૦—અંગ સંકોડચા વગર આલિંગન કરવા દે છે.

અહીં ન ખીજવું, ભવાં ન ચડાવવાં, વણહઠચે અંગ અર્પવાં વગેરે ક્રિયાથી પ્રતીત થતો અવહિત્થ નામે સંચારી ભાવ વિપ્રિયકૃત ઇર્ષ્યામાનાત્મક વિપ્રલંભ શૃંગારનું પોષણ કરે છે. નાયિકા પ્રૌઢા ધીરા છે. કૈશિકી વૃત્તિનું નર્મગર્ભ અંગ છે. શાર્દૂલવિક્રીડિત છંદ.

भ्रूभेदो गुणितश्चिरं नयनयोरभ्यस्तमामीलनं
रोद्धुं शिक्षितमादरेण हसितं मौनेऽभियोगः कृतः ।
धैर्यं कर्तुमपि स्थिरीकृतमिदं चेतः कथंचिन्मया
बद्धो मानपरिग्रहे परिकरः सिद्धिस्तु दैवे स्थिता॥३६॥

ઢાળી ઢાળી નીચાં વિલોચન, ભવાં એ વાળી વાળી અને
ખાળી ખાળી જ હાસ, મૌન મન શૂં સંભાળી સંભાળીને
કેમે કઠ્ઠણ કાળજૂં કરી કરી, ધૈર્યે ઉરે ધારીને
લીધી આ રઢ રૂસણાની; સધવી તે તો કરે દૈવને! ૬૩

વિલોચન—નેત્ર. વાળી—મરડી. સંભાળી—જાળવી. ધૈર્ય—ઉપેક્ષાનો આગ્રહ. રઢ—હઠ. સધવી તે તો૦—રૂસણું જળવાવૂં, તે તો દૈવના હાથમાં છે; મતલબ કે હૂં તો તમો સખીઓના કહેવા પ્રમાણે મારાથી થાય તેટલૂં કરૂં છૂં.

અહીં સખીઓની શીખવણીથી સજેલા પ્રણયકોપના સમારંભનૂં નિરૂપણ છે. નેત્ર નીચાં ઢાળવાં આદિ તેના અનુભાવ છે. 'સધવી તે તો કરે દૈવને' એ અવિશ્વાસના શબ્દોથી માન સધાવાની ગૂઢ શંકા દ્વારા અત્યંત પ્રેમસૂચક અંતર્ગત ઔત્સુક્યનો ધ્વનિ છે. પ્રણયમાનાત્મક વિપ્રલંભ શૃંગાર છે. વેષ અને ચેષ્ટાથી આરંભેલૂં માન નર્મ છે. શાર્દૂલવિક્રીડિત છંદ.

तद्वक्त्राभिमुखं मुखं विनमितं दृष्टिः कृता पादयो-
स्तत्संलापकुतूहलाकुलतरे श्रोत्रे निरुद्धे मया।
पाणिभ्यां च तिरस्कृतः सपुलकः स्वेदोद्गमो गण्डयोः
सख्यः किं करवाणि यान्ति शतधा मत्कञ्चुलीसंधयः*॥६४॥

'બ્હેની! એમની ઝાંખોનાં અધીરિયાં નેનો ધર્યાં પાય, ને
પીવા વાણીસુધા સદા તલસતા ખોળ્યા બળે કાન બે,
છૂપાવ્યો વળી હાથથી રસભીના ગાલે ય રોમાંચ મેં;
તોરે તાર પરંતુ ચોળી કરૂં શૂં આ "તૂટૂં, તૂટૂં" કરે! ૬૪

રસભીના–પ્રેમના આવેશયુક્ત અથવા સાત્ત્વિક સ્વેદ સહિત.

પિયુને વેગળેથી આવતા જોઈ સખીની શીખવણીથી માન ધારણ કરવાનો પ્રયત્ન કરતી મુગ્ધા નાયિકાનૂં સખી પ્રત્યે આ બોલવૂં છે. અહીં પિયુની ઝાંખીની ઝંખના અને વચનામૃતના પાનની અધીરાઈથી પ્રતીત થતા અંતર્ગત ઔત્સુક્યને છૂપાવવાની નીચૂં જોવૂં આદિ ક્રિયાથી પ્રકાશતા અવહિત્થનો, અને સ્વેદ રોમાંચ આદિ સાત્ત્વિક ભાવ જેના સહકારી છે એવા ચોળી તૂટૂં તૂટૂં થવારૂપ કાર્યથી સ્ફુરતા હર્ષનો સંધિ છે. સંભોગ નર્મ. શાર્દૂલવિક્રીડિત છંદ.

श्रुत्वा नामापि यस्य स्फुटघनपुलकं जायतेऽङ्गं समन्तात्
दृष्ट्वा यस्याननेन्दुं भवति वपुरिदं चन्द्रकान्तानुकारि।

---

* સરખાવો સુભાષિતાવલિ, શ્લોક ૨૦૨૫, નામરહિતઃ—कलहकलया यत्संधूत्यै (? यत्संवृत्यै?) त्रपावनताननया विहितपुलकोद्भेदं सुसूक्ष्मकर्ष न कञ्चुकम्। दयितमभितस्तामुत्कण्ठां विवव्रुरनन्तरं झटिति सकलास्त्रुटचत्प्रान्ताः स्तनांशुकसंधयः॥. જુઓ વળી शार्ङ्गधरपद्धति, શ્લોક ૩૪૯૬, मोरिकाकृतઃ-मागच्छ प्रमदाप्रिय प्रियशतैरभ्यर्थितस्त्वं मया बाला प्राङ्गणमागतेन भवता प्राप्नोत्यवस्थां पराम्। किं चास्याः कुचभारनिःसहतरैरङ्गैरनङ्गोज्ज्वलैस्त्रुटचत्कञ्चुकजालकैरनुदिनं निःसृप्तमस्मद्गृहम्॥

**तस्मिन्नागत्य कण्ठग्रहनिकटपदस्थायिनि प्राणनाथे**
**भग्ना मानस्य चिन्ता भवति मयि पुनर्वज्रमय्यां कथंचित् ॥६५॥**

અંગો રોમાંકુરોએ કદમ સમ બને નામ જેનૂં સુણીને;
ને રાજે ચંદ્રકાંતાકૃતિ, વદનશશી ભાળી, ભીંજાતી કાયે;
એવા આવી ઊભતાં પિયુ તન સરસા કોટીન્જેગા કળાએ
હૈયૂં હૂં વજ્ર જેવૂં કરૂં ફરીઃ તદપિ માન ભાગી જ જાયે*. ૬૫

રોમાંકુર-રોમાંચ. કદમ-કદંબ વૃક્ષ; વરસાદના છાંટા અડતાં એ વૃક્ષને કળીઓ ફૂટી આવે છે, તેને લીધે કદંબ વૃક્ષ સાથે રોમાંચે છવાયલા અંગને સરખાવવાનો કવિઓનો સંપ્રદાય છે. રાજે-શોભે છે. ચંદ્રકાંતાકૃતિ-ચંદ્રકાંતના સમાન; ચંદ્રનાં કિરણ અડતાં રાતે ચંદ્રકાંત મણિ ઉપર પાણીનાં ટીપાં બાઝે છે, તેથી તેની સાથે પરસેવાનાં બિંદુથી છવાયલા શરીરને કવિઓ સરખાવે છે. વદનશશી-મુખ રૂપી ચંદ્ર. ભીંજાતી-પરસેવે રેલાતી. કાય-શરીર. કોટીન્જેગા-તન સરસા, આલિંગન લેવાય એટલે દરજ્જે શરીરની અડોઅડ. કળા-યુક્તિ. તદપિ-તોપણ.

અહીં ભાવશાબલ્યનૂં નિરૂપણ છે. પ્રિયતમને મળવાની ઉત્કંઠારૂપ આલંબનથી અંતરમાં ઔત્સુક્ય પ્રસરે છે. તેને સખીની શીખવણીથી આદરેલા માનમાં પ્રકાશતૂં અવહિત્થ દબાવવાનૂં કરે છે. પરંતુ પ્રિયતમના નામશ્રવણથી અને દર્શનથી ઔત્સુક્ય ઉદ્દીપ્ત બની અવહિત્થનો ઉપમર્દ કરે છે. તેમ છતાં એ પિયુ પાસે આવે તેટલામાં સખીની શીખવણી સંભારી સંભારી ફરી વજ્ર જેવૂં હૃદય કરી નાયિકા માનનો નિર્વાહ કરવાનો પ્રયત્ન કરે છે; તેથી અવહિત્થ પાછૂં ઉદ્ભવી ઔત્સુક્યનૂં તિરોધાન કરવા મથે છે. પણ પ્રિયતમના નિકટ અવસ્થાન રૂપી પ્રબળ ઉદ્દીપનના સંજોગે ઉત્તેજિત બનેલા ઔત્સુક્ય આગળ તે ટકી શકતૂં નથી. અહીં રોમાંચમાં પ્રકાશતો હર્ષ ઔત્સુક્યનો સહકારી છે. સંભોગ નર્મ છે. સ્રગ્ધરા છંદ.

**यदि तु विहिता शून्या दृष्टिः किमु स्थिरकौतुका**
**यदि विरचितो मौने यत्नः किमु स्फुरितोऽधरः ।**

---

* અર્જુનવર્મદેવ જુદી રીતે અર્થ કરે છે; જુઓ रसिकसंजीवनी।५९।

यदि नियमितं ध्याने चेतः कथं पुलकोद्गमः
कृतमभिनयैर्दृष्टो मानः प्रसीद प्रियेऽधुना* ॥६६॥

દૃગ ચકિત આ દીસે શાને, બની સહીં શૂન્ય જો?
અધર ફરકે કાં આ, મુગ્ધે! મુખે ધર્યૂં મૌન જો?
પુલક પસરે શે આ, સોસે ગળી ગયૂં ચિત્ત જો?
બસ, રૂસણૂં સૌ જોયૂં જોયૂં, થયૂં; અબ એ તજો. ૬૬

દૃગ–દૃષ્ટિ. ચકિત–ઉત્કંઠાને લીધે ચળવિચળ. પુલક–રોમાંચ.

સખીની શીખવણી ને પજવણીથી અથવા સહજ કુતૂહળથી નાયિકાએ અહીં માન ધારણ કર્યૂં છે, એમ જણાય છે. દૃષ્ટિની શૂન્યતા, મુખના મૌન તથા હૃદયના સોસથી પ્રતીત થતા પ્રણયકોપનો, અને દૃષ્ટિ ચકિત બનવી, અધર ફરકવો તથા રોમાંચ ઊભાં થવાં એ અનુભાવથી પ્રકાશતા ઔત્સુક્યનો સંધિ છે. પ્રણયમાનાત્મક વિપ્રલંભ શૃંગાર છે. નાયિકા મુગ્ધા અને નાયક અનુકૂલ છે. ચેષ્ટાકૃત શૃંગારી નર્મ છે. હરિણી છંદ.

कथमपि सखि क्रीडाकोपाद् व्रजेति मयोदिते
कठिनहृदयः शय्यां त्यक्त्वा बलाद्गत एव सः ।
इति सरभसध्वस्तप्रेम्णि व्यपेतघृणे स्पृहां
पुनरपि हतव्रीडं चेतः करोति करोमि किम् ॥६७॥

રીસ કરી જરા 'જા જા' કૂહેતાં કચમે, ટપ તે પળે
કઠણ પિયુડો મેડી છાંડી ગયો જ અલી! બળે
કંઈ દિવસની પ્રીતિ, તે એ ન લેખવી નિર્દયે!
નફ્ફટ હઈડૂં ઝંખે તેને જ તોય! કરૂં શૂં કૂહે? ૬૭

'જા, બસ, મારે તારૂં કામ નથી' એવૂં પ્રણયકોપથી નાયિકા નાયકને કહે છે. એટલે નાયિકાની રીસ અંતરની નથી એમ જાણતાં છતાં પણ ગમ્મતની ખાતર નાયક રીસાઈને ચાલ્યો જાય છે; ને પછી 'નાયિકા

* तु विहिता પાઠ કલ્પિત છે. મૂળમાં विनिहिता છે.

શું કરે છે, શું કહે છે?' તે જાણવાને તે ગુપ્ત રીતે સખીને નાયિકા પાસે મોકલે છે, તથા તે પોતે સાંભળવાની ઉત્કંઠાથી મેડી બહાર આવીને સંતાઈને ઊભો રહે છે. સખી આગળ નાયિકા ભોળપણથી હૈયું ખોલીને ઉપર પ્રમાણે કહે છે, તે નાયક બહાર ઊભો ઊભો આતુરતાથી સાંભળે છે.

અહીં 'કરી' શબ્દ રીસની કૃત્રિમતા સૂચવે છે. પ્રણયમાન સજીને પણ 'જા જા' કહેતાં કહેતાં જીભના કડકા થઈ જતાં પ્રીતિપરવશ નાયિકાના હૃદયનું વૈકલ્ય 'કયમે' પદે કરીને લક્ષિત છે. 'બળે' શબ્દથી 'પૂર્વના ગાઢા પ્રેમની ખાતર પણ નાયક મનાવવા ન રહ્યો' એવો નાયિકાના મનનો આક્ષેપ ધ્વનિત છે. 'ગયો જ' એ શબ્દોમાં પાછો ખબર લેવા પણ ન આવ્યો' એ ભાવ છે. 'પ્રીતિ ન લેખવી' એ શબ્દોમાં 'પોતે ન આવ્યો તો ખેર. પણ મનાવવા સ્નેહીને પણ ન મોકલ્યા' એવું રહસ્ય રહ્યું છે. વળી 'દૂતી દ્વારા પણ ખબર ન લીધી' એવું 'નિર્દય' પદનું તાત્પર્ય છે.

આ કલહાંતરિતા નાયિકાની ઉક્તિ છે. પિયુની ઝંખનારૂપ કાર્યથી ઔત્સુક્ય નામે સંચારી ભાવ અહીં પ્રધાનપણે પ્રકાશે છે. 'નફટ' વિશેષણના પ્રયોગથી પિયુની ઝંખના બાબત પોતાના હૃદય પ્રત્યે નાયિકાના નિર્વેદની અને 'કરૂં શું' ઉદ્ગારથી લાચારી દ્વારા દૈન્યની બીજાવસ્થામાં ઝાંખી થાય છે. પ્રણયમાનાત્મક વિપ્રલંભ શૃંગાર છે. સંભોગેચ્છારૂપ નર્મ છે. હરિણી છંદ.

चरणपतनप्रत्याख्यानात् प्रसादपराङ्मुखे
निभृतकितवाचारेत्युक्ते रुषा परुषीकृते ।
व्रजति रमणे निःश्वस्योच्चैः स्तनाहितहस्तया
नयनसलिलच्छन्ना दृष्टिः सखीषु निपातिता ॥६८॥

પ્રણિપત સર્વે તર્છોડ્યાથી ખીજાઈ જઈ ઉરે
'શઠ કપટી હે! જાણ્યું, જા, જા' કહ્યાથી રીસાઈને
પિયુ તજી જતાં તે નિઃશ્વાસે ઊંડે, જળ લોચને
ભર્યો વ્હીલું સહી સામું જોયે સ્વહસ્ત ધરી સ્તને. ૬૮

પ્રણિપત–નમન આદિ સાંત્વનના પ્રયોગ. સ્વહસ્ત૦–પોતાનો હાથ છાતી ઉપર મૂકીને.

સખીની શીખવણીથી રીસાઈ પિયુને તરછોડી કરી તેઓ તજીને ચાલ્યા જતાં પસ્તાતી મુગ્ધા કલહાંતરિતા નાયિકાનો આ દૃષ્ટાંત છે. પહેલાં બે ચરણોથી 'પિયુ પગે પડે તોએ ન ગણકારી ખુબ કઠોર વચન કહેવાં' એવી કાંક સખીની શીખવણી સૂચિત છે. ઊંડા નીસાસા નાયિકાનો પશ્ચાત્તાપ બતાવે છે. છાતી ઉપર હાથ મૂકવાથી 'હાયહાય ! આ તો જાય છે ! હવે શું થશે ?' એવો વિષાદનો અભિપ્રાય ઊપજે છે. આંસૂથી દીનતાનો આક્ષેપ છે. સખી સામૂં જોવામાં નિરુપાયતાનૂં સૂચન છે. અહીં અશ્રુપાત, નિઃશ્વાસ આદિ અનુભાવથી દૈન્ય નામે સંચારી ભાવનૂં નિરૂપણ છે *. શંકા, વિષાદ, આવેગ આદિ ભાવ તેના સહકારી છે. પ્રણયમાનાત્મક વિપ્રલંભ શૃંગાર છે. **નાટચશાસ્ત્ર**માં જેને **દીના** નામે દૃષ્ટિ કહે છે, તેનો નિર્દેશ છે. ભય નર્મ છે. હરિણી છંદ.

**निःश्वासा वदनं दहन्ति हृदयं निर्मूलमुन्मथ्यते**
**निद्रा नैति न दृश्यते प्रियमुखं नक्तंदिनं रुद्यते ।**
**अङ्गं शोषमुपैति पादपतितः प्रेयांस्तथोपेक्षितः**
**सख्यः कं गुणमाकलय्य दयिते मानं वयं कारिताः॥६९॥**

સોસાયે તનડૂં, ચીરાય હઈડૂં, નિઃશ્વાસ ધીકચા કરે,
નાવે નીંદ, ન આંખો થાય પિયુની, ચોધાર આંસૂ ઝરે;
આવી પાય પડેલ નાવ વિધ એ પૂરા ઉવેખ્યા અમે !
દીધી શીખડી રૂસણાની સખી ! આ શૂં લ્હાણુ લેખી તમે? ૬૯

નાવે નીંદ–ઊંઘ આવે તો દુઃખમાં ઘડી એ વિસામો મળે, પણ ચિંતાને લીધે તે પણ આવતી નથી. આવી પાય૦–પિયુ આવી પગે પડયા છતાં પણ પરિણામનો વિચાર ન કરી નિર્દય બની, પૂર્વાર્ધમાં કહ્યું છે તેવી રીતે, તરછોડી કાઢ્યા.

આ કલહાંતરિતા નાયકાનૂં ઉદાહરણ છે. 'તમે' અને 'અમે' એ બહુવચનાંત પદો સખી પ્રત્યે નાયિકાનૂં રુક્ષપણૂં અને ઔદાસીન્ય સૂચવે છે. અહીં વિષાદ અને ઔત્સુક્યનો સંધિ છે. પિયુનો તિરસ્કાર કર્યો બાબત પ-

* **સાહિત્યદર્પણ**માં પ્રસ્તુત શ્લોકને વિષાદના ઉદયનો દૃષ્ટાંત ગણ્યો છે.

શ્ચાત્તાપ તે વિષાદનો અનુભાવ છે. પિયુના મુખારવિંદની ઝાંખીની ઝંખના ઔત્સુક્યનો અનુભાવ છે. નિઃશ્વાસ, હૃદયતાપ, પ્રજાગર આદિ ઉભયના પોષક છે. છેલ્લા ચરણમાં અમર્ષનો લેશ છે. પ્રણયમાનાત્મક વિપ્રલંભ શૃંગાર છે. સખીને ઠપકો આપવારૂપ વાણીકૃત નર્મ છે. સમુચ્ચય અલંકાર છે. શાર્દૂલવિક્રીડિત છંદ.

अद्यारभ्य यदि प्रिये पुनरहं मानस्य वान्यस्य वा
गृह्णीयां शठदुर्नयेन मनसा नामापि संक्षेपतः ।
तत्तेनैव विना शशाङ्ककिरणस्पष्टाट्टहासा निशा
*वैको वा दिवसः पयोदमलिनो यायान्मम प्रावृषि ॥७०॥

ભૂર્ખાઈ હઠીલાઈ વા ઉર ધરી રીસામણું કેરૂં કે
બીજાનું મનથી ય નામ સરખું લેઊં કદી જો હવે,
તો ઇંદુકિરણે હસંતી રજની જાજો ભલા એક, કે
દ્હાડો એક જજો ઘને ઘુરકતો પ્રાણેશ પાખે જ એ.૭૦

બીજાનું–પરિચરણ, સંવાહન, પ્રસાધન આદિનું. ઇંદુકિરણે હસંતી રજની–ચંદ્રના કિરણથી ઝગઝગાર દીસતી, અર્થાત્ શરદ ઋતુની, રાત્રિ. ઘને ઘુરકતો દ્હાડો–કાળાં વાદળાંને લીધે ઘનઘોર ભયંકર ભાસતો, અર્થાત્ વર્ષા ઋતુનો, દિવસ. 'હસંતી' અને 'ઘુરકતો' પદમાં વળી 'ઉપહાસ કરતી' અને 'ક્રોધ દર્શાવતો' એવો પણ અર્થ સમાયો છે. એ પ્રાણેશ પાખે–એ પ્રાણનાથના વિયોગમાં.

અહીં પશ્ચાત્તાપરૂપ અનુભાવથી ઔત્સુક્ય નામે સંચારી ભાવ પ્રકાશે છે. ત્રાસ, નિર્વેદ, વિષાદ, આદિ બીજાવસ્થામાં રહેલા ભાવો તેના સહકારી છે. વિપ્રિયકૃત ઈર્ષ્યામાનાત્મક વિપ્રલંભ શૃંગાર છે. મધ્યા કલહાંતરિતા નાયિકા છે. પશ્ચાત્તાપનાં વચનરૂપ વાણીકૃત નર્મ છે. શાર્દૂલવિક્રીડિત છંદ.

* शृङ्गारदीपिकाની લિખિત પ્રતમાંથી આ પાઠ લીધો છે.

उत्कम्पो हृदये स्खलन्ति वचनान्यावेगलोलं मनो
गात्रं सीदति चक्षुरश्रुकलुषं श्वासैर्मुखं शुष्यति ।
यस्यैषा सखि पूर्वरङ्गरचना मानः स मुक्तो मया
वन्ध्यास्ता अपि योषितः क्षितितले यासामयं संमतः*॥७१॥

નેને નીર વહે, બને ગળગળી વાણી, ન્હોલાયે તને,
ધીકે શ્વાસ મુખે, ઉરે ધબધબે, બેબાકુળૂં રૂંહે મને;
જેનૂં બ્હેનડી! મંગળાચરણ એ, તે માન ન્હોચ્યૂં મને;
વામા માણવૂં તે જ જે પ્રિય ગણે, પાયે નમૂં તેમને. ૭૧

તે માન૦—મારે એવું માન નથી સજવૂં.

સખીની શીખવણીથી માન આદરી પસ્તાતી કલહાંતરિતા નાયિકાની આ ઉક્તિ છે. અશ્રુપાત, વૈસ્વર્ય, કૃશતા, નિઃશ્વાસ, સંતાપ આદિ અનર્થપરંપરાથી ઉદ્ભવ પામેલા હૃદયક્ષોભ આદિ કાર્યથી પ્રતીત થતા આવેગનું અહીં નિરૂપણ છે. માનનો ત્યાગ એ આવેગના પરિણામરૂપ છે. પ્રણયમાનાત્મક વિપ્રલંભ શૃંગારનો ઊઠાવ માત્ર છે. માનનો આરંભ જ આવો અનેક કષ્ટથી ભરપૂર હોવા છતાં પણ જેઓ હઠથી માન આદરે છે તે તિરસ્કારને જ પાત્ર છે, અને હું જે એ માનનો પરિત્યાગ કરૂં છૂં તે જ ધન્ય છૂં, એવો વ્યતિરેકગર્ભિત અર્થ વ્યંગ્ય હોવાથી આ અર્થશક્તિમૂલક અલંકારધ્વનિનો દૃષ્ટાંત બને છે. આત્મોપક્ષેપ નર્મ છે. શાર્દૂલવિક્રીડિત છંદ.

मानव्याधिनिपीडिताहमधुना शक्नोमि तस्यान्तिकं
नो गन्तुं न सखीजनोऽस्ति चतुरो यो मां बलान्नेष्यति ।
मानी सोऽपि जनो न लाघवभयादभ्येति मातः स्वयं
कालो याति चलं च जीवितमिति क्षुण्णं मनश्चिन्तया ॥७२॥

*સરખાવો गाहासत्तसई।४।७४। णिद्दाभङ्गो आवण्डुरत्तणं दीहरा अ णीसासा। जाअन्ति जस्स विरहे तेण समं कीरिसो माणो॥

ફંદે માનતણા ફસી અવ અહા ના મેં જવાયે, અને
જોરે લેઈ જ જાય એવી સમજુ ના કોઇ સાહેલી એ,
નાવે નાવ મનસ્વી લાઘવભયે, વેળા વહી જાય છે,
આયુષ્યે અફસોસ! અસ્થિર જ છે; એ શલ્ય સાલે ઉરે.૭૨

ફંદે–ફાંદામાં, ફાંસામાં. સમજુ–મારા અંતરની ગત જાણનારી, 'આ વિરહમાં ઝુરી મરે છે, પણ માનમાં ફસી એનાથી પોતાની મેળે શી રીતે જવાય?' એવું સમજનારી, શાણી. મનસ્વી–ટેકીલા. લાઘવભયે–હળવા પડવાની દહેશતથી. વેળા-વખત. શલ્ય–દુ:ખ, સાલ.

અહીં ચિંતા. દૈન્ય, વિષાદ અને ઔત્સુક્ય જેના સહકારી છે એવો આવેગ બતાવેલી અનર્થ પરંપરાથી ઉત્પન્ન થઈ હૃદયક્ષોભથી પ્રતીત બની પ્રણયમાનાત્મક વિપ્રલંભ શૃંગારને ખીલાવે છે. પહેલા ચરણમાં ચિંતા, બીજામાં દૈન્ય, ત્રીજામાં વિષાદ અને ચોથાના પૂર્વ ભાગમાં ઔત્સુક્ય સ્ફુરે છે. નાયિકા કલહાંતરિતા છે. સંભોગેચ્છા રૂપી શૃંગારી નર્મ છે. સમુચ્ચય અલંકાર છે. શાર્દૂલવિક્રીડિત છંદ.

अङ्गुल्यग्रनखेन बाष्पसलिलं विक्षिप्य विक्षिप्य किं
तूष्णीं रोदिषि कोपने बहुतरं फूत्कृत्य रोदिष्यसि ।
यस्यास्ते पिशुनोपदेशवचनैर्मानेऽतिभूमिं गते
निर्विण्णोऽनुनयं प्रति प्रियतमो मध्यस्थतामेष्यति ॥७३॥

કાં આ આંગળીના નખોની અણીએ આંસૂ લૂછી લૂછીને
છાનૂં છાનૂં રડે વૃથા? તૂં હજુ તો રોઈશ ધૂસ્કે હવે.
ભંભેરાઈ ભમી કુડાં જ કથને રીસે ભરાઈ હઠે
સંતાપ્યો પિયુ તેં, ન તે કહીં હવે બોલાવવાનો તને. ૭૩

વૃથા-ફોગટ. સંતાપ્યો–દુ:ખી કર્યો.

અહીં અશ્રુપાત આદિ સાત્વિક ભાવથી પ્રતીત થતો વિષાદ નામે સંચારી ભાવ છે. નખની અણીથી આંસૂ લૂછી લેઈ રડવૂં છૂપાવવાના પ્રય-

નથી સ્ફુરતું અવહિત્થ તેનું સહકારી છે. વિપ્રિયકૃત ઈર્ષ્યામાનાત્મક વિપ્રલંભ શૃંગાર છે. નાયિકા મધ્યા કલહાંતરિતા છે. માન તજાવવા સખી દ્વારા નાયકે ભેદ નામે ઉપાયનો પ્રયોગ કર્યો છે. માન નર્મ છે. કાવ્યલિંગ અલંકાર છે. શાર્દૂલવિક્રીડિત છંદ.

**अनालोच्य प्रेम्णः परिणतिमनादृत्य सुहृद-**
**स्त्वयाकाण्डे मानः किमिति तरले प्रेयसि कृतः।**
**समाकृष्टा ह्येते प्रलयदहनोद्भासुरशिखाः**
**स्वहस्तेनाङ्गारास्तदलमधुनारण्यरुदितैः* ॥ ७४ ॥**

સખીકેરી સારી શીખ ન ગણકારી, પ્રીતલડી
ઊંડી તે વીસારી શીદ પિયુ શૂં ભૂંડી! લડી પડી?
ધગંતા અંગારા પ્રબળ પ્રલયાગ્નિ સમ સહી!
સ્વહસ્તે ચાંપી ને રણરુદન ખાલી કરી રહી! ૭૪

પ્રબળ૦-પ્રલય કાળના પ્રચંડ અગ્નિ સરખા. રણરુદન-નિર્જન જંગલમાં પોક મૂકી ને રડવું તે.

સ્વહસ્તે અંગારા ચાંપ્યાનું કહ્યાથી, પોતાની મેળે જ માથે વિરહરૂપ અનર્થ વ્હોરી લીધો છે, એમ બતાવ્યૂં છે. રણરુદન શબ્દથી, અહીં કોઈ તારાં આંસૂ લ્હોનાર નથી માટે રડવૂં નિષ્ફળ છે, એમ સૂચવ્યૂં છે. પૂર્વાર્ધ ગુરુમાનબોધક છે.

આ મધ્યા કલહાંતરિતા નાયિકાનો દૃષ્ટાંત છે. પશ્ચાત્તાપ અશ્રુપાત આદિ કાર્યથી પ્રતીત થતા દૈન્ય નામે સંચારી ભાવથી પોષિત વિપ્રિયકૃત ઈર્ષ્યામાનાત્મક વિપ્રલંભ શૃંગારનૂં અહીં નિરૂપણ છે. ભેદ અને ઉપેક્ષા નામે માન ફેડવાના ઉપાયનો પ્રયોગ છે. માન નર્મ છે. લોકોક્તિથી સંસૃષ્ટ બનેલો નિદર્શના અલંકાર છે. શિખરિણી છંદ.

**चपलहृदये किं स्वातन्त्र्यात्त्वया गृहमागत-**
**श्चरणपतितः प्रेमार्द्रार्द्रः प्रियः समुपेक्षितः।**

---

*__प्रेयसि__ પાઠ રવિચંદ્રની __कामदा__ ટીકામાંથી લીધો છે; અસલમાં __संप्रति__ છે.

तदिदमधुना यावज्जीवं निरस्तसुखोदया
रुदितशरणा दुर्जातानां सहस्व रुषां फलम् ॥ ७५ ॥

રતિરસભીનો આવ્યો આપે, પગે ય પિયુ પડ્યો,
છછકલી! છકે કાં તેને તેં વૃથા જ ઉવેખિયો!
અવ રડ ભલે–જીવી જાગી–ગયો જ વહી ગયો
દિવસ સુખનો; રીસાઈ એ જ લાભ ભલો લહ્યો! ૭૫

રતિરસભીનો–બહુ જ પ્રેમાળ હૃદયવાળો. છક–છર, સ્વચ્છંદપણું.

આ મધ્યા કલહાંતરિતા નાયિકા પ્રત્યે સખીનું કહેવું છે. રડવારૂપ કાર્યથી પ્રતીત થતો વિષાદ નામે સંચારી ભાવ પ્રણયમાનાત્મક વિપ્રલંભ શૃંગારનું અહીં પોષણ કરે છે. 'છછકલી ! છકે' એ વર્ણસમૂહમાં તિરસ્કારના વાચિક અભિનયનું ધ્વનિચિત્ર છે. ઠપકાનાં વચનરૂપ વાણીકૃત નર્મ છે. હરિણી છંદ.

सन्त्येवात्र गृहे गृहे युवतयस्ताः पृच्छ गत्वाधुना
प्रेयांसः प्रणमन्ति किं तव पुनर्दासो यथा वर्तते ।
आत्मद्रोहिणि दुर्जनप्रलपितं कर्णे भृशं मा कृथा-
श्छिन्नस्नेहरसा भवन्ति पुरुषा दुःखानुवृत्त्या यतः ॥७६॥

ઘેરે ઘેરે ઘણી ય છે તરુણીઓ; જા, પૂછ તેને જઈ,
નામે માથું કહીં ય નાથ? તુજ તો છે દાસ સ્વામી સહી!
હાથે વ્હોરતી હાનિ ઘેલી! ધર માં કાને કુડી કૂથલી;
તૂટી જાય જ પ્રેમતંતુ અમથાં અત્યંત તાણ્યા મહીં ૭૬

તરુણી શબ્દ યૌવનસંપત્તિ બતાવવા મૂક્યો છે. નાથ અને સ્વામી શબ્દમાં ધણીના ધણીપણાનો ભાવ સમાયો છે; તેથી ઊલટું દાસ શબ્દ કેવળ આજ્ઞાધીનપણું બતાવે છે.

અહીં બીજાની શીખવણીથી ઉત્પન્ન થયેલો, પગે:પડેલા પિયુને તરછોડવાથી પ્રકાશતો અમર્ષ નામે સંચારી ભાવ છે. વિપ્રિયકૃત ઈર્ષ્યામાનાત્મક

વિપ્રલંભ શૃંગારનું તેથી પોષણ થાય છે. ભેદ ઉપાયની યોજના છે. ભય ન-ર્મ છે. અર્થાંતરન્યાસ અલંકાર છે. શાર્દૂલવિક્રીડિત છંદ.

नार्यो मुग्धशठा हरन्ति रमणं तिष्ठन्ति नो वारिता-
स्तत्किं ताम्यसि किं च रोदिषि मुधा तासां प्रियं मा कृथाः।
कान्तः केलिरुचिर्युवा सहृदयस्तादृक् पतिः कातरे
किं नो बर्बरकर्कशैः प्रियशतैराक्रम्य विक्रीयते* ॥७७॥

મુગ્ધાભાવથકી હરંતી ઠગણી નારી ન વારી રહે;
સંતોખે હિજરાઈ ને રડી રડી શે તેમને તૂં કહે?
બ્હેની! યૌવનપૂર્ણ રંગરસિયા રૂડા પિયુને તૂં એ
કાં વેચાણ કરી ન લે કટુ પટુ કાલા જ બોલે બળે? ૭૭

આ સખીની નાયિકા પ્રત્યે ઉક્તિ છે. તે કહે છેઃ—'બહેન! તૂં આમ શૂં કરે છે? જો તૂં હિજરાઈને રડયાં કરીશ, અર્થાત્ પિયુને ખાલી ખેદ આ-પી વચકાવીશ, તો શોકયનૂં કામ થશે, તારી શોકય સંતોખાશે. ઠગણી સ્ત્રીઓ ઉપરથી મુગ્ધ બની પિયુને પોતાનામાં લુબ્ધ કરી દે છે; મતલબ કે તારી શોકય આ લાગ સાધી એ રંગીલા જોબનવંતા કોડીલા કંથને રંજન કરી વશ કરી લેશે. પછી તૂં શૂં કરીશ? એ કાંઇ રોકાવાની હતી? ત્યારે તૂં જ મુ-ગ્ધ વચને પિયુને વેચાણ શા માટે કરી લેતી નથી?'

અહીં દૈન્ય નામે સંચારી ભાવ છે. હિજરાવૂં એ તેનો અનુભાવ છે. વળી અશ્રુપાત રૂપી સાત્ત્વિક ભાવથી પ્રતીત થતો વિષાદ નામે સંચારી ભાવ પણ છે વિપ્રિયકૃત ઈર્ષ્યામાનાત્મક વિપ્રલંભ શૃંગાર છે. નાયિકા કલહાં-તરિતા છે. ભેદ નામે ઉપાયનો પ્રયોગ છે. ભય નર્મ છે. પરિવૃત્તિ અલંકાર છે, એમ અર્જુનવર્મદેવ ટીકામાં લખે છે. શાર્દૂલવિક્રીડિત છંદ.

दत्तोऽस्याः प्रणयस्त्वयैव भवता सेयं चिरं लालिता
दैवादद्य किल त्वमेव कृतवानस्या नवं विप्रियम्।

---

* સરખાવો બાણભટ્ટ કૃત हर्षचरित પૃ. ૩૫, પં. ૭:-अलसः खलु लोको यदेवं सुलभसौहार्दानि येनकेनचिन्न क्रीणाति महतां मनांसि।

मन्युर्दुःसह एष यात्युपशमं नो सान्त्ववादैः स्फुटं
हे निस्त्रिंश विमुक्तकण्ठकरुणं तावत्सखी रोदितु ॥७८॥

એને તેં જ રસે ચડાવી રતિને, નેહે લડાવી ય તેં,
દૂભી તે પણ તેં જ આજ બનવા કાળે દૂભેલી ન તે;
રીસાઈ અતિ એ ય; સાંત્વવચને ના ઉગ્ર રોષે શમે;
ધૂસ્કે નિર્દય નેહિડા! થયૂં, રડો સાહેલી વ્હીલે સુરે. ૭૮

રસે૦—પ્રીતિનો સ્વાદ ચખાડયો. સાંત્વવચન—મીઠા બોલ, રોષ શમાવવા કહેલાં વચન. ઉગ્ર—ભારે, ભયંકર.

અહીં રીસાવારૂપ કાર્યથી પ્રતીત થતો કોપ સંચારી ભાવરૂપે નિરૂપિત છે. અવજ્ઞા આદિ અનુભાવથી સ્ફુરતી અસૂયા તેની સહકારી છે. તેથી વિપ્રિયકૃત ઈર્ષ્યામાનાત્મક વિપ્રલંભ શૃંગાર ખીલી નીકળે છે. સામ ઉપાયનો પ્રયોગ નિષ્ફળ જતાં સખી નાયકને માર્મિક મધુર કર્કશ વચનથી નમન આદિ ઉપાય યોજવા પ્રબોધે છે. ઠપકાનાં વચનરૂપ નર્મ છે.

**रसिकसंजीवनी** તથા **शृङ्गारदीपिका**માં ઉપરના શ્લોકનૂં વ્યાખ્યાન જુદી રીતે આપેલૂં છે. નાયકે સખી આગમચથી સાધી રાખી છે, એમ અર્જુનવર્મદેવ અને વેમ ભૂપાલનૂં માનવૂં છે. આથી કરીને તેઓ કહે છે, કે સખી જોકે નાયકને ઠપકો દેતી જણાય છે તોપણ વસ્તુતઃ તે નાયિકાને જ વ્યંગ વાક્યથી પ્રબોધે છે. સખી મર્મથી જણાવે છે, જે 'બ્હેન ! તૂં જરા વિચાર કર. તૂં છેક મુગ્ધ હતી, કાંઇ સમજતી ન હતી, તે વખતે પ્રીતિમાં પહેલ કરી તને પ્રેમનો રસ ચખાડયો તે આ જ પિયુએ. નેહ ભેર અનેક લાડ લડાવ્યાં તે પણ એમણે જ. તેમણે કોઈ દિવસ તને દૂભવી નથી; તે તે આજ તને દૂભવે શૂં ? ન જ દૂભવે; અર્થાત્ મિથ્યા વ્હેમથી તૂં ખાલી ભરમાઈ ખોટું રૂસણૂં લેઈ બેઠી છે. વાંક ન છતાં પણ પિયુ મીઠા બોલથી તને સમજાવવાનૂં કરે છે, પણ તૂં કઠોર થઈ ગણકારતી નથી. ત્યારે હવે, થયૂં, એ કંટાળીને તને તજી જાય, એટલે ધૂસ્કે ધૂસ્કે રોજે પછી'. આમ અર્થ લેતાં પ્રસ્તુત શ્લોક અત્યંતતિરસ્કૃતવાચ્ય ધ્વનિનો દૃષ્ટાંત બને છે. સામ ઉપાય નિષ્ફળ જતાં ભેદ ઉપાયનો પ્રયોગ સમજવાનો છે. શાર્દૂલવિક્રીડિત છંદ.

पुराभूदस्माकं नियतमविभिन्ना तनुरियं
ततोऽनु त्वं प्रेयानहमपि हताशा प्रियतमा ।
इदानीं नाथस्त्वं वयमपि कलत्रं किमपरं
मयाप्तं प्राणानां कुलिशकठिनानां फलमिदम्*॥७९॥

જરા એ ના જુદૂં હતૂં તન અમારૂં પ્રથમ આ;
પછીથી દુર્દૈવે પ્રિય પ્રિયતમા આપણ બન્યાં;
તમે હાવાં સ્વામી! હૂં પણ તમ ભાર્યા જ! અથવા
થયા પાપી પ્રાણે કઠણ, ફળ્યૂં તેનૂં જ ફળ આ. ૭૯

જરા એ૦—જીવ એક ને દેહ જૂજવા, અથવા કાયા અને છાયા, એમ કહેવામાં આવે છે, તેટલો પણ ભેદ ન હતો; ઉભયનૂં એક જ શરીર બન્યૂં હોવાથી હૂં અર્ધાંગ તે અર્ધાંગ જ હતી. આ જ મતલબથી ભેદવાચક આપણૂં નહિ પણ અભેદવાચક 'અમારૂં' પદનો પ્રયોગ છે. પ્રથમ—પૂર્વે. સાદો 'પ્રિય' શબ્દ નાયિકાનો નાયક પ્રત્યે અકૃત્રિમ પ્રેમ બતાવે છે. તેથી ઊલટૂં પ્રિયતમા' પદ નાયકનો પ્રેમ કૃત્રિમ અને ઉપચારમાં સમાયલો છે એમ જણાવે છે; શાથી જે સત્યતા વિશે 'આ સાચૂં' 'આ વધારે સાચૂં' એમ કહેવૂં સંભવે જ નહિ, તેમ પ્રેમને વિશે 'વહાલૂં' 'વધારે વહાલૂં' 'સૌથી વહાલૂં' ( प्रिय, प्रियतर, प्रियतम ) એવૂં તારતમ્ય ઘટે જ નહિ આટલા માટે જ નાયિકા ઠાલૂં 'પ્રિયતમા' પદ પામી પોતાનૂં દુર્દૈવ લેખે છે. બહુવચનાંત 'તમે' સર્વનામ અને અધિકારવાચક 'સ્વામી' પદથી નાયકના વિશે ધણીપણાનો—સેવ્યપણાનો, તેમ જ ભાર્યા શબ્દથી નાયિકાના વિશે ભરણપોષણ—ધાનલૂગડાં ખાતર તાબેદારી ઊઠાવવાનો ભાવ સૂચવ્યો છે. 'પાપી' શબ્દ ચિત્તની ગર્હા જણાવે છે. વળી 'કઠણ' પદ હૃદયની નિષ્ઠુરતાના આક્ષેપમાં પરિણમે છે.

---

* **पुरा** તથા **नियतम्** પાઠ રવિચંદ્રની **कामदा** ટીકામાંથી લીધા છે. અસલમાં **तथा** અને **प्रथमम्** અનુક્રમે છે. ઉપરના શ્લોક સાથે નીચેનો **कुवलयानन्द**ની **रसिकरञ्जनी** ટીકામાંથી લીધેલો શ્લોક સરખાવવા લાયક છે:—
**यत्रैव मुग्धेति कृशोदरीति प्रियेति कान्तेति महोत्सवोऽभूत् । तत्रैव दैवाद्वदने त्वदीये पत्नीति भार्येति चरन्ति वाचः ॥**

અહીં નિર્વેદ નામે સંચારી ભાવ ઉત્તરોત્તર રતિનો હ્રાસ પ્રકાશે છે. વિષાદ આદિ સહકારી છે. વળી 'અમારૂં, આપણ, સ્વામી, ભાર્યા,' આદિ પદમાં પદપ્રકાશ્ય ધ્વનિ છે; તથા 'હતું, પ્રિયતમા' વગેરે પદના કૃત્ તથા તદ્ધિત પ્રત્યયમાં પદૈકદેશપ્રકાશ્ય ધ્વનિ છે; તેમ જ પહેલા ચરણની એકવાક્યાત્મક, બીજાની એકીકૃતવાક્યાત્મક અને ત્રીજાની ભિન્નવાક્યાત્મક રચનામાં રચનાપ્રકાશ્ય ધ્વનિ છે, અને આરંભમાં મૃદુ અને પછી ઉત્તરોત્તર અધિક અધિક કઠોર વર્ણના પ્રયોગમાં વર્ણપ્રકાશ્ય ધ્વનિ છે. નાયિકા પ્રૌઢા અધીરા છે. कुवलयानंदમાં શ્લોક પર્યાય અલંકારના દૃષ્ટાંત તરીકે આપ્યો છે. માન નર્મ છે. શિખરિણી છંદ.

રસાભાસ.

इदं कृष्णं कृष्णं प्रियतम ननु श्वेतमथ किं
गमिष्यामो यामो भवतु गमनेनाथ भवतु ।
पुरा येनैवं मे चिरमनुसृता चित्तपदवी
स एवान्यो जातः सखि परिचिताः कस्य पुरुषाः ॥८०॥

'દીસે દહાડો', તો કે 'દિન'; 'નહિ, નિશા છે', 'ઠીક, નિશા';
'ચલો', 'ચાલો'; 'ના ના, નહિ જ જઇયે', 'તેમ પણ હા';
પિયુ જે નાચંતા મુજ જ નચવ્યા એવો વિધ તે
નથી આજે; કોના કદી પણ થયા કે નર થશે? ૮૦

પૂર્વાર્ધમાં, નાયક જ્યારે નાયિકા વિશે પરમ આસક્ત હતો, તે સમયની નાયક નાયિકાની પરસ્પર ઉક્તિપ્રત્યુક્તિ નાયિકામુખે વર્ણી છે. ઉત્તરાર્ધમાં, હાલ નાયકે કેવળ બદલાઈ નાયિકાને વીસારી મૂકી છે, તેનું સૂચન છે.

અહીં છેલ્લા ચરણના ઉદ્વેગથી પ્રતીત થતો વિષાદ નામે સંચારી ભાવ છે. રતિ અનુભયનિષ્ટ હોવાથી શૃંગારરસાભાસનો આ દૃષ્ટાંત બને છે. વિષાદનાં વચનરૂપ નર્મ છે. શિખરિણી છંદ.

रोहन्तौ प्रथमं ममोरसि तव प्राप्तौ विवृद्धिं स्तनौ
संलापास्तव वाक्यभङ्गिमिलनान्मौग्ध्यं परं त्याजिताः

धात्रीकण्ठमपास्य बाहुलतिके कण्ठे तवासञ्जिते
निर्दाक्षिण्य करोमि किंनु विशिखाप्येषा न पन्थास्तव ॥८१॥

ખીલી આ મુજ ઊગતી કુચકળી ઉરે તમારે ઠરી;
શીખી આ મમ જીભ મુગ્ધ તમથી વાણીતણી ચાતુરી;
માના કંઠથી બાંવડી ઊતરી આ કંઠે તમારે ઝુલી;
આ વાટે, પિયુ, તે તમે ન ફરકો ! શી વાત ત્યાં સ્નેહની? ૮૧

માની સોડ મૂકી પિયુની કોટે વળગેલી નાયિકાનું અનેક લાડ લડાવી પાછળથી વીસારી મૂકતા કંથ પ્રત્યે આ લાચારીનું બોલવું છે. અહીં વિષાદ નામે સંચારી ભાવ પ્રકાશે છે. ' આ વાટે ' ઇ. દીન વચનમાં દીસી આવતો હૃદયનો ઉગ્ર ઉદ્વેગ તેનો અનુભાવ છે. રતિ ઉભયનિષ્ટ ન હોવાથી આ શૃંગારરસાભાસનો દષ્ટાંત છે. ઠપકાનાં વચનરૂપ નર્મ છે. વિષમ અલંકાર છે. શાર્દૂલવિક્રીડિત છંદ.

પ્રવાસ વિપ્રલંભ શૃંગાર.

प्रस्थानं वलयैः कृतं प्रियसखैरस्रैरजस्रं गतं
धृत्या न क्षणमासितं व्यवसितं चित्तेन गन्तुं पुरः ।
यातुं निश्चितचेतसि प्रियतमे सर्वे समं प्रस्थिता
गन्तव्ये सति जीवित प्रियसुहृत्सार्थः किमुत्सृज्यते ॥८२॥

વ્હાલીડાં નીકળી પડચાં વલય સૌ; વેગે વહ્યાં આંસૂડાં;
સંગે શાંતિ સિધાવી; આગમચથી ઊડી ગયૂં ઉર, હા !
જો, જો, નાથ જવાની વાત કરતાં ચાલી સઉ નીકળ્યાં;
ને તારે પણ, જીવ, છે જ જવૂં. તો રૂડો ખુએ સાથ કાં ? ૮૨

નીકળી પડચાં–[1]હાથથી સરી પડચાં; [2]ચાલતાં થયાં. વલય–બલૈયાં, કંકણ. વહ્યાં–[1]ગર્યાં; [2]ગયાં. સિધાવી–[1]નાશ પામી; [2]રસ્તે પડી. ઊડી ગયૂં –[1]ફટકી ગયૂં; [2]ઊતાવળથી ગયૂં.

અહીં કંકણ સરી પડવાથી કૃશતા, અશ્રુપાતથી અધૃતિ, શાંતિ નાશ પામવાથી મનસ્તાપ, અને હૃદયૂં ફૂટકી જવાથી અનાલંબ નામે વિરહાવસ્થા-નૂં સૂચન છે. વળી જીવને જવાનૂં કહેવાથી છેલ્લી વિરહાવસ્થા જે મરણ તેનો આક્ષેપ છે. काव्यप्रकाशમાં પ્રવાસ વિપ્રલંભ શૃંગારના દૃષ્ટાંત તરિકે આ શ્લોક આપ્યો છે. અહીં પિયુ આલંબન છે, અને તેનૂં પ્રયાણ ઉદ્દીપન છે. ચિંતા, અશ્રુપાત, દૈન્ય આદિ અનુભાવથી પ્રકાશતો નિર્વેદ પ્રવાસ વિપ્રલંભનૂં પોષણ કરે છે. નાયિકા પ્રવત્સ્યત્પતિકા છે. પોતાના જીવને ઠપકાનાં વચનરૂપ નર્મ છે. શાર્દૂલવિક્રીડિત છંદ.

दृष्टः कातरया दृशा चिरतरं बद्ध्वाञ्जलिं याचितः
पश्चादंशुकपल्लवेन विधृतो निर्व्याजमालिङ्गितः ।
इत्याक्षिप्य यदा समस्तमघृणो गन्तुं प्रवृत्तः शठः
पूर्वं प्राणपरिग्रहो दयितया मुक्तस्ततो वल्लभः* ॥८३॥

ભાળ્યો દામણી દૃષ્ટિએ, વીનવિયો બે એ કરો જોડી ને,
વાર્યો વસ્ત્ર ગ્રહી રહી જ, પકડી રાખ્યો ભુજે ભીડી ને;
તો એ કંથ કઠોર તત્પર થતાં જાવા ન તે લેખી ને
પૂર્વે પ્રાણ જ છોડિયા નિજ, પછી પ્રાણેશ તન્વંગીએ. ૮૩

અહીં દીનપણે જોવૂં, હાથ જોડવા, છેડો પકડવો અને ભુજમાં ભીડી રાખવૂં, એ અનુભાવથી પ્રતીત થતૂં દૈન્ય પ્રાણ તજવારૂપ કાર્યથી મરણનૂં સહકારી બની તેની પુષ્ટિ કરે છે. કરુણાંત પ્રવાસ વિપ્રલંભ શૃંગાર છે. વિરહની દશમી અવસ્થાનૂં આ વર્ણન છે. નાયિકા પ્રવત્સ્યત્પતિકા અને નાયક શઠ છે. ચેષ્ટાકૃત સંભોગેચ્છારૂપ નર્મ છે. અતિશયોક્તિ અલંકાર છે. શાર્દૂલવિક્રીડિત છંદ.

---

* સરખાવો सुभाषितावलि, શ્લોક ૧૦૫૮, નામરહિતઃ–वस्त्रान्ते करपल्लवेन विधृतः सास्रं चिरं वीक्षितो, मा गास्त्यक्तघृणेति मोहकरुणं बद्ध्वाञ्जलि याचितः । उत्सृज्यैवमुपस्थितामपि यदा गन्तुं प्रवृत्तः शठः पूर्वं प्राणपरिग्रहो दयितया मुक्तस्ततो वल्लभः ॥

यातः किं न मिलन्ति सुन्दरि पुनश्चिन्ता त्वया मत्कृते
नो कार्या नितरां कृशासि कथयत्येवं सबाष्पे मयि।
लज्जामन्थरतारकेण निपतत्पीताश्रुणा चक्षुषा
दृष्ट्वा मां हसितेन भाविमरणोत्साहस्तया सूचितः ॥८४॥

"કાં સોસે પડી, સુંદરી, ઉર ઝુરે ? જે જાય દેશાવરે,
તે શું આવી મળે ન ?" એમ વદતાં હું આંસૂ સાથે કથમે
તન્વીએ જળ નેનનૂં ગળી જઈ લાજે ધીરી દૃષ્ટિથી
નિહાળી હસતે મુખે જ જણવી તૈયારી મૃત્યુ તણી. ૮૪

'પ્રયાણની મુશ્કેલીઓ મનથી કલ્પી મારે માટે આ ફિકરમાં ખૂડી ગઈ છે' એમ સમજી નાયક નાયિકાના મનનૂં સમાધાન કરવા કહે છે, કે 'વ્હાલી ! તું ફિકર ન કર. પ્રવાસેથી બીજા પાછા આવે છે, તેમ હું પણ આવીશ; ને આપણે ફરી મળીશું.' પરંતુ નાયિકાના મનની સ્થિતિ જુદી છે. વિરહના ત્રાસથી તેના હોશ ઊડી ગયા છે. તે મરણ સન્મુખ જુએ છે. તેથી આંસૂ ગળી જઈ હસતે મ્હોએ તે પ્રિયતમનૂં મુખ છેલ્લુંવેલૂં નયન ભરી નિરખે છે. તેના હૃદયનો કારમો ભાવ કળી જઈ નાયક જવાનૂં માંડી વાળે છે*.

અહીં પ્રિયતમનૂં દર્શન અનુભવતાં મરણ થાય છે, તેથી મુખને હસતૂં વર્ણવ્યૂં છે. તેની ઝાંખીમાં અંતરાય ન થાય, તેટલા માટે આંસૂ ગળી ગયાનૂં કહ્યૂં છે. નાયિકા ધૃષ્ટ કિંવા દેખાવ કરનારી નથી પણ સુશીલ ને કુલીન છે, તે દૃષ્ટિ લાજે ધીરી વર્ણવી સૂચવ્યૂં છે. તે વિજોગ કરતાં મરણ પસંદ કરે છે, એ ભાવ મરણની તૈયારી શબ્દથી જણાવ્યો છે. તે દ્વારા અહીં ભાવી મરણનો આક્ષેપ છે. પ્રવાસ વિપ્રલંભ શૃંગાર છે. **काव्यप्रकाश**માં અપ્રસ્તુત પ્રશંસાના દૃષ્ટાંત તરીકે પ્રસ્તુત શ્લોક આપ્યો છે. નાયિકા પ્રવત્સ્યત્પતિકા છે. પ્રવાસથી વિરમવાનો ધ્વનિ છે. આત્મોપક્ષેપ નર્મ છે. શાર્દૂલવિક્રીડિત છંદ.

---

* સંસ્કૃત ટીકાકારોનૂં વ્યાખ્યાન આથી જુદૂં છે. જુઓ **रसिकसंजीवनी** અને **शृङ्गारदीपिका**; અથવા તો અમરુશતકની ત્રીજી આવૃત્તિ.

लोलैर्लोचनवारिभिः सशपथैः पादप्रणामैः प्रियै-
रन्यैश्चापि निवारयन्ति कृपणाः प्राणेश्वरं प्रस्थितम् ।
धन्याहं व्रज मङ्गलं सुदिवसं प्रातः प्रयातस्य ते
यत्स्नेहोचितमीहितं प्रियतम त्वं निर्गतः श्रोष्यसि ॥८५॥

આંસૂ પાડી, પગે પડી, સમ દઈ, કૈં ચાંગલાંઓ કરી
રોકે રાંકડી જે વિદેશ પળતા પ્રાણેશને, તે બીજી;
સાધો મંગળ લગ્ન કંથ સુખથી ન્હાણે જ; હોજો ખમા;
ગાઢા સ્નેહ સરીખૂં કાર્ય મુજ જે, તે સુણશો વાટમાં ૮૫

મંગળ લગ્ન–શુભ મુહૂર્ત.

પ્રસંગ જરા બદલાય છે. નાયક નીકળવાનું મુહૂર્ત નક્કી કરે છે. તે વખતે નાયિકા પ્રસંગને અનુકૂળ કારમી ધીરજ બતાવે છે, તેની સાથે પ્રસ્થાનોત્તર પ્રાણપરિત્યાગનો નિશ્ચય પણ માર્મિક વચનથી જણાવે છે.

'વિદેશ જવા તત્પર થયેલા પિયુને તે તે પ્રકારે રોકનારી બીજી' એમ કહેવાથી પ્રતિકૂળ આચરણને લીધે તેમના પ્રત્યે તિરસ્કાર બતાવી અનુકૂળ આચરણથી નાયિકાએ પોતાનૂં ધન્યત્વ સૂચવ્યૂં છે; 'રાંકડી' શબ્દમાં 'વિરહદુઃખની કાયર, કંગાલ' એવો ભાવ સમાવી પોતાના મરણોત્સાહનો ધ્વનિ મૂક્યો છે; અને 'સાધો મંગળ લગ્ન' વગેરે શબ્દથી પોતાની દૃઢતા બતાવી છે. 'પ્રાણેશ' પદ પતિપરાયણ વૃત્તિ દર્શાવે છે. વળી 'કંથ' શબ્દ અત્યંત પ્રેમ પ્રકાશે છે. તેવા ગાઢ પ્રેમને છાજે એવૂં કાર્ય તે પ્રિયતમની ઇચ્છાને તાબે થવૂં, તેના પ્રયાણના નિશ્ચયમાં આડા ન આવવૂં. કહેવાનો ગૂઢ મર્મ એવો છે, કે તમે પથે પડ્યા પછી મારા મૃત્યુના સમાચાર સાંભળશો ને વિમાંસશો, કે તમારા પ્રયાણમાં વિઘ્ન ન આવવા દેવાના આપણા ગાઢા પ્રેમને અનુગુણ નિર્મળ ઉદ્દેશથી જ હૂં કઠણ હૃદય કરી કારમી ધીરજથી મારા પ્રાણનૂં પ્રયાણ વારી રહી હતી

અહીં પણ ઉત્સાહ સંચારી ભાવરૂપે પ્રકાશે છે. વિરહના મરણાંત દુઃખથી ન ડરી અડગપણે પિયુને પ્રયાણનૂં મુહૂર્ત સાધવા કહેવૂં વગેરે તેના અનુભાવ છે. પ્રવાસ વિપ્રલંભ શૃંગાર છે. નાયિકા પ્રવત્સ્યત્પતિકા છે. પ્રયાણથી વિરમવાનો ધ્વનિ છે. આત્મોપક્ષેપ નર્મ છે. આક્ષેપ અલંકાર છે. શાર્દૂલવિક્રીડિત છંદ.

गन्तव्यं यदि नाम निश्चितमहो गन्तासि केयं त्वरा
द्वित्राण्येव पदानि* तिष्ठतु भवान् पश्यामि यावन्मुखम् ।
संसारे घटिकाप्रणालविगलद्वारा समे जीविते
को जानाति पुनस्त्वया सह मम स्याद्वा न वा संगमः ॥८६॥

છે ધાર્યૂં જવૂં તો ભલે પિયુ ! જજો. કાં આ પરંતુ ત્વરા ?
રહો વ્હાલા ! ડગ બે, મુખાબ્જ મધુરૂં જોઈ લઉં હૂં જરા;
સંસારે ઘટમાળના જળ સમૂં આયૂ વહ્યૂં જાય આ;
કો જાણે, અહીં આપણૂં ય મળવૂં થાશે ફરી વા ન વા ? ૮૬

ત્વરા—ઊતાવળ. આયૂ—આયુષ્ય. મુખાબ્જ—કમળ જેવૂં મુખ.

અહીં પ્રસંગ બહુ બદલાયો છે. વિદેશ જવાની વાતે થઈ ગઈ, નીકળવાનૂં મુહૂર્ત પણ લેવાઈ ગયૂં અને ઊપડવાનો વખત પણ આવ્યો છે. નાયક ચાલી નીકળે છે. લથડિયાં ખાતી નાયિકા તેની પૂંઠે ઘસડાય છે. જતાં જતાં ક્ષીરતરુ આગળ છેવટ છૂટા પડવાનો સમય આવે છે, અને સંબંધીને પાછા વાળી આગળ વધી ગયેલા સાથીઓના ભેળા થવા નાયક ઊતાવળો થાય છે. તે તકે નાયિકાની આશાનો છેલ્લો તંતુ તૂટી જાય છે; ને તેનૂં કાળજૂં ફડફડે છે. જીવ ઝોલે ચડતાં સર્વનાશના વૈરાગ્યથી ગદ્‌ગદ સ્વરે બે ડગલાં થોભી મધુરા મુખારવિંદની છેલ્લી ઝાંખી કરવા દેવા તે પિયુને વીનવે છે. પ્રસંગ અત્યંત કરુણ છે. આ નિરાશામય અસાધારણ સ્થિતિ ધ્યાનમાં લેનાર રસજ્ઞને રસમર્મજ્ઞ કવિની વાણીનૂં સ્વારસ્ય સમજાશે. એક તર્ફ વિભ્રમ આદિ અનુભાવથી પ્રતીત થતા પ્રબળ ઔત્સુક્યે મચાવેલા ક્ષોભ સાથે હૃદયની ઊંડી ગુફાઓમાં ધૂધવતો શૃંગાર રસ ઊછાળા મારે છે. તે જ વખતે બીજી તર્ફ પિયુના વિરહે સર્વનાશના નિર્વેદથી પસરતાં શાંત રસનાં શીત અંગેઅંગ જડ કરી દે છે. આવો પરમવિરોધી શૃંગાર અને શાંતનો કારમો પણ સ્વાભાવિક સંકર અમરુની અસાધારણ સંસ્કારી પ્રતિભા

* આ પાઠ ક્ષેમેન્દ્રની **औचित्यविचारचर्चा**માંથી લીધો છે. ઉક્ત કવિના **कविकण्ठाभरण**માં પ્રસ્તુત શ્લોકના છેલ્લા ચરણને અવલંબીને નીચે પ્રમાણે શ્લોક છેઃ—**हंहो स्निग्ध सखे विवेक बहुभिः प्राप्तोऽसि पुण्यैर्मया, गन्तव्यं कतिचिद्दिनानि भवता नास्मत्सकाशात्क्वचित् । त्वत्सङ्गेन करोमि जन्ममरणोच्छेदं गृहीतत्वरः, को जानाति पुनस्त्वया सह मम स्याद्वा न वा संगमः ॥**

દર્શાવે છે, તથા પ્રસંગ અને મનોભાવનૂં તેનૂં સૂક્ષ્મ પરિશીલન પ્રકાશે છે. **ઔચિત્યાવિચારચર્ચા**માં ક્ષેમેંદ્ર આ શ્લોકમાં ઊછાળા મારતા શૃંગાર સાથે શિથિલ કરી દેતા શાંત રસની જમાવટ બાબત ખામી કાઢે છે, તે આલંકારિકોએ બાંધેલી બાધકારક મર્યાદાના અનિષ્ટ બંધનને લીધે છે. અહીં નાયિકા પ્રવત્સ્યત્પતિકા છે. આત્મોપક્ષેપ નર્મ છે. શાર્દૂલવિક્રીડિત છંદ.

**पादाङ्गुष्ठेन भूमिं किशलयरुचिना सापदेशं लिखन्ती**
**भूयो भूयः क्षिपन्ती मयि सितशवले लोचने लोलतारे ।**
**वक्त्रं ह्रीनम्रमीषत्स्फुरदधरपुटं वाक्यगर्भं दधाना**
**यन्मां नोवाच किंचित्स्थितमपि हृदये तन्मनो मे दुनोति ॥८७॥**

અંગૂઠાએ ખણંતી અવનિ કંઇ મિષે પાય ટીશી સમાએ,
ભાળંતી મુજ સામૂં સિત શવલ વ્હીલી લોલ દૃષ્ટે અહા એ
લજ્જાએ નમ્ર મ્હોના તરવર અધરે બોલ આવ્યા છતાં એ
ખોલી હૈયૂં ન બોલી વિધુર રસિકડી, ચર્ચરે ચિત્તમાં એ. ૮૭

મિષ—નિમિત્ત, બ્હાનૂં. સિત-ધોળી. શવલ-કીકીના કાળા ભાગની તથા નેત્રના ધોળા ભાગની છાયા મળી જવાથી ચિત્ર વર્ણની. લોલ-ચંચળ. નમ્ર-નીચૂં નમેલૂં. તરવર અધર-કંપતો નીચલો ઓઠ. વિધુર-લાચાર.

અહીં અંગૂઠે ભોંય ખણવાથી વિષાદનૂં ગોપન છે. દષ્ટિને ધોળી અને ચિત્રવર્ણની કહ્યાથી વિકળપણાનૂં, અને તે દ્વારા છૂપાવવાનો પ્રયત્ન કર્યા છતાં એ પ્રકાશતા હૃદયક્ષોભનૂં સૂચન છે. વળી વ્હીલી લોલ દૃષ્ટિએ ભાળ્યાથી વિરહના ત્રાસનો અને દીનતાનો આક્ષેપ છે. તેમ જ ઓઠે બોલ આવ્યાનૂં જણાવ્યાથી તીવ્ર ઉત્કંઠાનો નિર્દેશ છે, તથા નીકળવા તત્પર થયેલા પિયુને ના કહેવામાં કે વારવામાં અપશુકનની ભીતિથી દઢતા ધારણ કરી મૌન રહ્યાથી પતિપરાયણપણાનો ધ્વનિ છે. વિધુર શબ્દ દઢતાનૂં કૃત્રિમપણૂં બતાવે છે. એ રીતે અવહિત્થ, આવેગ, દૈન્ય, વિષાદ, ઔત્સુક્ય આદિ નાયિકાગત ભાવનો ઉપક્ષેપ છે. ચર્ચરે ઇ. શબ્દ નાયકની કાર્યપરવશતા અને તેનો પશ્ચાત્તાપ સાથે સૂચવે છે.

અહીં નાયિકાની પ્રયાણસમયની દશાના નાયકના મન ઉપરના સંસ્કારથી પ્રકટતો, અને હૃદયની વિકલવતા રૂપી અનુભાવથી પ્રતીત થતો સ્મરણ નામે સંચારી ભાવ છે, તે નાયિકા રૂપી આલંબન અને તેના દૃષ્ટાંત રૂપી ઉદ્દીપનને અવલંબીને રતિ સ્થાયીથી જામેલા વિપ્રલંભને દીપાવે છે. સંભોગ નર્મ છે. સ્રગ્ધરા છંદ.

यास्यामीति समुद्यतस्य गदितं विश्रब्धमाकर्णितं
गच्छन् दूरमुपेक्षितो मुहुरसौ व्यावृत्य तिष्ठन्नपि ।
तच्छून्ये पुनरास्थितास्मि भवने प्राणास्त एते दृढाः
सख्यस्तिष्ठत जीवितव्यसनिनी दम्भादहं रोदिमि ॥८८॥

નીરાંતે પતિનાં 'પ્રિયે! જઉઁ છૂઁ' એ વેણો રહી સાંભળી;
ક્યાં સુધી વળી શોભતા વળી વળી વ્હાલા ઉવેખ્યા વળી;
બેઠી આવી હૂઁ નાથશૂન્ય સદને; પ્રાણે રહી છૂં ધરી;
બાપાગાળી જ જીવની છૂઁ સગલી; મોંધાઈ ભૂકો સહી! ૮૮

વળી–પાછા ફરીને. વળી વળી–વારંવાર. સદન–ઘર. ધરી રહી છું–ધારણ કરી રહી છું.

પિયુ વિદેશ વિદાય થયા પછી આ પ્રોષિતપતિકાનું સખી પ્રત્યે બોલવું છે. અહીં જીવતરના વિદ્વેષથી અને પોતાના પંડની અવજ્ઞાથી પ્રકાશતો નિર્વેદ પ્રવાસ વિપ્રલંભ શૃંગારને પોષે છે. ત્રીજા ચરણમાં વિષાદ છે, તે નિર્વેદનો સહકારી છે. સંભોગેચ્છારૂપ શૃંગારી નર્મ છે. શાર્દૂલવિક્રીડિત છંદ.

आलम्ब्याङ्गणवाटिकापरिसरे चूतद्रुमे मञ्जरीं
सर्पत्सान्द्रपरागलम्पटरणद्भृङ्गाङ्गनाशोभिनीम् ।
मन्ये स्वां तनुमुत्तरीयशकलेनाच्छाद्य बाला स्फुर–
त्कण्ठध्वाननिरोधकम्पितकुचश्वासोद्गमा रोदिति ॥८९॥

ગુંજે મંજુલ સ્હોં ભરી મધુકરી ઝાઝા પરાગે જહીં
 એવી આમ્રની મંજરી ઘરતણી વાડી વિશે હા ! અહીં,
ઢૂમોં હાળી મુખે મૂંગે, ધડકતે ઉરે ઊસાસે ભરી,
 જાણું, રાંકડી રોય એ પટતણા છેડે વપુ આવરી. ૮૯

મંજુલ–મધુર. મધુકરી–ભમરીઓ. પરાગ–આંબાના મોરમાં રહેલો પીળચટો ખુશબોદાર ભૂકો. આમ્રની મંજરી–આંબાના મોરની ડાંખળી. ઊસાસ–ઉચ્છ્વાસ. વપુ–શરીર. આવરી–ઢાંકી.

વસંત ઋતુ બેસતાં પણ પત્નીને મળી ન શકતા વિયોગી પ્રવાસીની આ ઉક્તિ છે. અહીં ‘હા’ ઉદ્‌ગાર અને ‘રાંકડી’ આદિ વિશેષણના પ્રયોગથી નાયકગત વિષાદ નામે સંચારી ભાવનું નિરૂપણ છે. વસંત પહેલાં આવવાનું વચન ચૂકવું એ તેનૂં કારણ છે. ‘હવે આ વસંતમાં પ્રિયાનૂં શૂં થશે ?’ એ વિચાર તેને પોખે છે. અહીં નાયિકાગત આવેગ નામે ભાવનું પ્રદર્શન છે. ઢૂમો ઊપજવો એ તેનો અનુભાવ છે. પિયુનો વિયોગ આલંબન છે, અને આંબાને મોર આવવો તે ઉદ્દીપન છે. વેપથુ, અશ્રુપાત, વૈવર્ણ્ય આદિ સાત્ત્વિક ભાવ તેના સહકારી છે. આ પ્રવાસ વિપ્રલંભ શૃંગારનો દૃષ્ટાંત છે. નાયિકા મુગ્ધા પ્રોષિતપતિકા અને નાયક અનુકૂળ છે. સંભોગેચ્છારૂપ શૃંગારી નર્મ છે. શાર્દૂલવિક્રીડિત છંદ.

**धीरं वारिधरस्य वारि किरतः श्रुत्वा निशीथे ध्वनिं**
 **दीर्घोच्छ्वासमुदश्रुणा विरहिणीं बालां चिरं ध्यायता।**
**अध्वन्येन विमुक्तकण्ठमखिलां रात्रिं तथा क्रन्दितं**
 **ग्रामीणैः पुनरध्वगस्य वसतिर्ग्रामे निषिद्धा यथा ॥९०॥**

ગાઢી મેઘની વૃષ્ટિ ને ગરજના અર્ધી નિશાની સુણી
 ઊંડા શ્વાસથી આંસૂડાં ગરી ગરી બાળા ઝુરંતી સ્મરી
છાતીફાટ પ્રવાસી રાત અખિલે એવો રડ્યો, કે ફરી
 ગામે ત્યારથી પંથીને ઊતરવા દેવાની બંધી કરી. ૯૦

આ શ્લોકમાં વર્ષા બેસતા પહેલાં વાયદા પ્રમાણે ઘર ભણી વળતાં રસ્તામાં મેઘનો ઉદય જોઈ ફિકરમાં પડેલા પ્રવાસીનૂં વર્ણન છે. પ્રિયાનૂં કાચૂં હઇયૂં અને વિરહનો અનનુભવ બતાવવા 'બાળા' શબ્દ મૂકયો છે. મધરાતે આસનાવાસના કરવા પાસે સખીઓ નહિ હોવાથી મેઘની ગર્જના સાંભળી અધીરી મુગ્ધા કદાચ દેહ છાંડશે, એવા અનર્થનો આક્ષેપ છે. મધરાત અને મેઘના અંધકારથી પંથે પડવાનો પ્રતિરોધ સૂચવ્યો છે. 'ગામે મુસાફરને ઊતરવા દેવાની બંધી કરી' એ વાકયમાં વિયોગી રસિક પ્રવાસીના વિલાપથી અરસિક ગામડિયાનાં જડ હૃદય પણ વિરહવેદનાંના વેગથી ભેદાઈ ગયાં, એવો ભાવ સમાવી વિલાપના અત્યંત કરુણત્વનો ધ્વનિ ઊપજાવ્યો છે.

અહીં આવેગ નામે સંચારી ભાવનૂં નિરૂપણ છે. એકાએક મેઘોદય, ધીરી સંતત વૃષ્ટિ, અને ગંભીર ઘોર ગર્જનાથી પ્રિયાની માઠી વલેનો વિચાર તે તેનૂં આલંબન છે. મધ્ય રાત્રિનો સમય તેનૂં ઉદ્દીપન છે. છાતીફાટ રુદન એ તેનો અનુભાવ છે. બીજા ચરણમાં ચિંતા નામે સંચારી ભાવ છે, તે આવેગનો સહકારી છે. પ્રવાસ વિપ્રલંભ શૃંગાર છે. ભય નર્મ છે. ગામડિયાનાં હૃદય ભેદનારૂં વિરહવર્ણનરૂપ કારણ પ્રસ્તુત છતાં ધર્મશાળામાં પ્રવાસીને ઊતરવા દેવાની બંધીરૂપ અપ્રસ્તુત કાર્યના નિર્દેશને લીધે અપ્રસ્તુતપ્રશંસા અલંકાર છે. શાર્દૂલવિક્રીડિત છંદ.

**मलयमरुता व्राता याता विकासितमल्लिका-**
**परिमलभरो भग्नो ग्रीष्मस्त्वमुत्सहसे यदि ।**
**घन घटयितुं तं निःस्नेहं य एव निवर्तने**
**प्रभवति गवां किं नश्छिन्नं स एव धनंजयः* ॥९१॥**

ફૂલવી ફૂલવી ફૂલો ડૂલ્યો સમીરણ દક્ષિણે;
મહમહ થતો હાર્યો ફોરે ફુરી ફુરી ગ્રીષ્મે;
કદીક ઘન હે ! આણે તૂં એ કઠોર પિયુ બળે.
ગયૂં શૂં ? ધણ જે લાવે વાળી ધનંજય તે વળે. ૯૧

* याता પાઠ कुवलयानन्दમાંથી લીધા છે. અસલમાં व्राता છે.

ડૂલ્યો–ડૂલી ગયો, પાર થઈ ગયો. સમીરણ દક્ષિણે–મલયાચળનો પ-વન પણ. ફોર–સુવાસ. ગ્રીષમે–ગરમીની મોસમ પણ. ધણ–ગાયોનૂં ટોળૂં. ધનંજય–કૌરવો વિરાટ દેશના રાજાની ગાયો હરી ગયા હતા, તે પાછી વાળી લાવનાર અર્જુન.

વસંત અને ગ્રીષ્મની ઉદ્દીપનસામગ્રી વ્યર્થ ગઈ ને કઠણ હ્રદયાના પિયુ ન આવ્યા, તે વર્ષા ઋતુમાં કાદવકચરાને લીધે રસ્તા અટકી પડ્યાથી ઘેર પાછા આવશે; એ આશાએ જીવતી પ્રોષિતપતિકા નવા ઉદય પામતા મેઘને જોઈ ઉપર પ્રમાણે તેને સંબોધે છે. અહીં 'કદીક' આદિ પદથી પ્રતીત થતો વિતર્ક નામે સંચારી ભાવ છે. દૈન્ય તેનું સહકારી છે. પ્રવાસ વિપ્રલંભ શૃંગાર છે. પ્રોષિતપતિકા નાયિકા છે. સંભોગેચ્છારૂપ શૃંગારી નર્મ છે. લોકોક્તિ અલંકાર છે. અપ્પય્ય દીક્ષિત कुवलयानंदમાં એને છેકોક્તિ કરવા મથે છે. હરિણી છંદ.

आदृष्टिप्रसरं प्रियस्य पदवीमुद्वीक्ष्य निर्विण्णया
विच्छिन्नेषु पथिष्वहःपरिणतौ ध्वान्ते समुत्सर्पति ।
दत्त्वैकं सशुचा गृहं प्रति पदं पान्थस्त्रियास्मिन् क्षणे
मा भूदागत इत्यमन्दवलितग्रीवं पुनर्वीक्षितम् ॥९२॥

વ્હેતૂં પંથીનૂં વ્હેણ બંધ પડિયૂં, દ્હાડો ગયો આથમી,
ને અંધારૂં રહ્યૂં રમી, તહીં લગી ઊંચી ઊંચી ડોકથી
ખેંચી આંખ વિલોકી વાટ ડગલૂં બેહોશ પાછૂં ભરી,
'આવંતા કદી હોય કંથ' કરીને જોયે વળી બાપડી. ૯૨

અહીં ઔત્સુક્ય નામે સંચારી ભાવ છે. આંખ ખેંચી ઊંચી ડોકે પિ-યુની વાટ જોવી એ તેનો અનુભાવ છે. પિયુ ન આવ્યાથી 'બેહોશ' શબ્દ વડે વિષાદનો ઉદય વર્ણવ્યો છે, તે ફરીને જોવારૂપ અનુભાવથી પુનઃ પ્રકા-શતા ઔત્સુક્યની દીપ્તિમાં સહકારી બને છે. 'બાપડી' પદ વળીને પાછૂં જોતાં પિયુને ન દીઠાથી પ્રગટતૂં દૈન્ય સૂચવે છે. પ્રવાસવિપ્રલંભ શૃંગાર છે. ના-યિકા મધ્યા પ્રોષિતપતિકા છે. સંભોગેચ્છારૂપ શૃંગારી નર્મ છે. સ્વભાવોક્તિ અલંકાર છે. શાર્દૂલવિક્રીડિત છંદ.

पत्रं न श्रवणेऽस्ति बाष्पगुरुणोर्नो नेत्रयोः कज्जलं
नो* रागोऽधरपल्लवे चरणयोस्तन्व्या न चालक्तकः।
वार्तोच्छित्तिषु निष्ठुरेति भवता मिथ्यैव संभाव्यते
सा लेखं लिखतु च्युतोपकरणा न्यायेन केनाधुना ॥९३॥

કાને છે નહિ તાલપત્ર, રડતાં નેને નથી કાજળે,
પાન્હીએ અળતો નથી જ, અધરે એને નથી તાંબૂળે;
ખાલી કર્હુણ કાળજાની મનથી માનો તમે તન્વીને;
શાણું સાધન ન્હોણું ન્હીલી વીનવે, વ્હાલા, લખી? ક્હો મને.૯૩

સમાચાર ન લખ્યા બાબત ઠપકો દેતા નાયક પ્રત્યે નાયિકા તર્ફથી આવેલી દૂતીનું આ બોલવું છે. અહીં શરીરસંસ્કાર આદિ કાર્યના પરિત્યાગને લીધેના માલિન્યથી પ્રતીત થતો દૈન્ય નામે સંચારી ભાવ પ્રવાસ વિપ્રલંભ શૃંગારનું પોષણ કરે છે. વિરહની અસૌષ્ઠવ અવસ્થા ચિતરી છે. નાયિકા પ્રોષિતપતિકા, અને દૂતી નિસૃષ્ટાર્થા છે. સંભોગેચ્છારૂપ નર્મ છે. કાવ્યલિંગ અલંકાર છે. શાર્દૂલવિક્રીડિત છંદ.

अच्छिन्नं नयनाम्बु बन्धुषु कृतं तापः सखीष्वाहितो
न्यस्तं दैन्यमशेषतः परिजने चिन्ता गुरुभ्योऽर्पिता।
अद्य† श्वः किल निर्वृतिं व्रजति सा श्वासैः परं खिद्यते
विश्रब्धो भव विप्रयोगजनितं दुःखं विभक्तं तया ॥९४॥

---

* અસલમાં नो रागोऽधरपल्लवे બદલે रागः पूर्व इवाधरे છે. નવો પાઠ કલ્પિત છે.

† અસલમાં अद्य श्वः परनिर्वृतिं भजति છે. નવો પાઠ સુભાષિતાવલિમાંથી લીધો છે. બીજા ચરણમાં न्यस्तं પાઠ છે, તે પણ તેમાંથી લીધો છે. અસલમાં दत्तं છે.

અર્પી આધિ વડીલને, સમરપ્યાં સંબંધીને આંસૂડાં;
દાસીને દઈ દીધ દૈન્ય, સખીને સંતાપ સોંપ્યો સદા;
છે શ્વાસે જ પીડાય, તે ય તજશે એ આજકાલે હહા !
ચિંતા નાથ ! નથી હવે; વિરહની વીતી રહી છે વ્યથા. ૯૪

નાયિકાની ખબર પૂછતા દૂરસ્થ નાયકને નિસૃષ્ટાર્થા દૂતીનૂં આ કહેવૂં છે. અહીં આધિ, સંતાપ આદિ થઈ થઈ શમવાથી મરણ નામે સંચારી ભાવનો આક્ષેપ છે. તે પ્રવાસ વિપ્રલંભ શૃંગારને પોષે છે. **वात्स्यायनसूत्र** પ્રમાણે મૂર્છા નામે કામાવસ્થા છે. પર્યાય અલંકાર છે. દૂપકાનાં વચન રૂપી નર્મ છે. શાર્દૂલવિક્રીડિત છંદ.

**अन्योन्यग्रथिताङ्गुलिनमत्पाणिद्वयस्योपरि**
**न्यस्योच्छ्वासविकम्पिताधरदलं निर्वेदशून्यं मुखम् ।**
**आमीलन्नयनान्तवान्तसलिलं श्लाघ्यस्य निन्द्यस्य वा**
**कस्येदं दृढसौहृदं प्रतिदिनं दीनं त्वया स्मर्यते* ॥९५॥**

જોડી આંગળીઓ પ્રવાળ સરખી, વાળેલ પાણિદ્વયે
મૂકીને મુખ શૂન્ય, દીન નયનો ઢાળી ભર્યાં આંસૂએ,
ઊંડા શ્વાસથી તર્વરંત અધરે પીડાઈ નિત્યે ઉરે
કો આ ધન્ય અધન્યની જ અથવા તૂં પ્રીતિ તન્વી ! સ્મરે? ૯૫

પ્રવાળ—પરવાળાં. પાણિદ્વય—બે હાથ. સ્મરે—સંભારે છે.

અહીં ધ્યાનાવસ્થારૂપ અનુભાવથી પ્રતીત થતો ચિંતા નામે સંચારી ભાવ પ્રવાસ વિપ્રલંભ શૃંગારનૂં પોષણ કરે છે. અશ્રુપાત, વેપથુ આદિ સાત્વિક ભાવ તેના સહકારી છે. નાયિકા પ્રોષિતપતિકા છે. તે નિરંતર નાયકને ઝંખ્યા કરે છે માટે તેને ધન્ય કહી કરી, આવી પ્રેમાળ નાયિકાને વીસારી વિદેશ રખડે છે માટે અધન્ય કહ્યો છે. નાયિકાગત સંભોગેચ્છારૂપ શૃંગારી નર્મ છે. સ્વભાવોક્તિ અલંકાર છે. શાર્દૂલવિક્રીડિત છંદ.

---

* સરખાવો **शार्ङ्गधरपद्धति**, શ્લોક ૩૪૧૪, નામ રહિત, **पक्ष्माग्रग्रथिताश्रुबिन्दुनिकरैर्मुक्ताफलस्पर्धिभिः कुर्वत्या हरहासहारि हृदये हारावलीभूषणम् । बाले बालमृणालनालवलयालंकारकान्ते करे विन्यस्याननमायताक्षि सुकृती कोऽयं त्वया स्मर्यते ॥**

અયોગ વિપ્રલંભ શૃંગાર.

चटुलनयने शून्या दृष्टिः कृता खलु केन ते
क इह सुकृती द्रष्टव्यानामुवाह धुरं पराम्।
यमभिलिखितप्रख्यैरङ्गैर्न मुञ्चसि चेतसा
वदनकमलं पाणौ कृत्वा निमीलितलोचना ॥९६॥

સુતનુ ! તવ આ શાણે ચક્ષુ ચકોર સૂનાં બન્યાં ?
નરવર કયા કેરાં પૂરાં જ ભાગ્ય ભલાં ભર્યાં ?–
મુખડું કરમાં મૂકી જેને મીંચેલ વિલોચને
ઉર રહી રટે ચિત્રેલી કો છબી શી છબીલી હે ! ૯૬

અહીં અયોગ વિપ્રલંભ શૃંગારના ચિંતન નામે પ્રકારનું નિરૂપણ છે. સૂનકારપણું, સ્તબ્ધપણું આદિ વિકારથી પ્રતીત થતી જડતા તેનું પોષણ કરે છે. वात्स्यायनसूत्रમાં મનઃસંગ અને બીજે ચિત્તાસંગ નામે કામાવસ્થા જે કહી છે, તેનું આ ચિત્ર છે. ચેષ્ટાકૃત સંભોગેચ્છારૂપ શૃંગારી નર્મ છે. ઉપમા અલંકાર છે. હરિણી છંદ.

किं बाले मुग्धतेयं प्रकृतिरियमथो रौद्रता किं नु कोपः
किं वा चापल्यमुच्चैर्व्रतमुत किमु ते यौवनारम्भदर्पः।
यत् केशालापवक्त्रास्मितललितकुचभ्रूविलासावलग्नैः
स्वस्थो लोकस्त्वदीयैर्मनसि विनिहितैर्दह्यतेऽमीभिरार्यः*॥९७॥

આ તે શું મુગ્ધતા, કે પ્રકૃતિ જ તુજ, કે કોપ, કે ક્રૂરતા છે ?
ચેષ્ટા સ્વચ્છંદ કે છે, વ્રત દૃઢતર છે, તોર તારુણ્યના છે ?
કે વેણે, વક્ત્ર, નેણે, કુચતટ, કટિએ હાસ ને વાગ્વિલાસે
બાળા ! તું આમ બાળે ઋજુ પુરજનનાં સ્વસ્થ ચિત્તો હુતાશે ! ૯૭

* સરખાવો દામોદરભટ્ટકૃત कुट्टनीमत। १२८ । किं सौभाग्यमदोऽयं यौवनलीलाभिरूपतादर्पः। सहजप्रेमोपनतां मालतिकां न बहु मन्यसे येन ॥

મુગ્ધતા—અલ્હડપણું. પ્રકૃતિ-સ્વભાવ. વેણ-વેણી વક્ત્ર-મુખ. દૃઢતર-અચળ. વાગ્વિલાસ-બોલવાની છટા. હુતાશ-અગ્નિ.

અહીં અયોગ વિપ્રલંભ શૃંગાર જમાવ્યો છે. વિતર્ક નામે સંચારી ભાવ તેનૂં પોષણ કરે છે. કામબાધા વિશે અગ્નિની ભ્રમણાને લીધે પ્રકાશતો મોહ વિતર્કનો સહકારી છે. હૃદયના દાહથી પ્રસરતા નાયકની ઉન્માદ દશાના પ્રલાપનૂં આ નિરૂપણ છે. નાયિકા મુગ્ધા છે. તેનાં અંગની અને તેની ચેષ્ટાની કામાગ્નિ પ્રગટાવવાની શક્તિએ કરીને તેના રૂપલાવણ્યના અતિશયનો ધ્વનિ છે. દીપ્તિ નામે નાટ્યાલંકાર છે. સંભોગેચ્છારૂપ શૃંગારી નર્મ છે. અતિશયોક્તિ અલંકાર છે. સ્રગ્ધરા છંદ.

**असलवलितैः प्रेमार्द्रार्द्रैर्मुहुर्मुकुलीकृतैः**
**क्षणमभिमुखैर् लज्जालोलैर्निमेषपराङ्मुखैः ।**
**हृदयनिहितं भावाकूतं वमद्भिरिवेक्षणैः**
**कथय सुकृती कोऽयं मुग्धे त्वयाद्य विलोक्यते ॥९८॥**

ધીરી, રસભીની, તિર્છી, અર્ધી બીડેલી વળી વળી,
ક્ષણભર ઠરી રૂહેતી, લાજી ચળંતી વળી બ્હીલી,
લલિત નજરે ભાળે તૂં આ કૃતાર્થ કયો સહી
રતિ હૃદયની રેલી ઘેલી! નિમેષ ભૂલી જઈ? ૯૮

રસભીની—સ્નેહથી ચળકતી. તિર્છી-વાંકી. ચળંતી-ચળવિચળ બનતી. બ્હીલી-ચકિત, વિકળ. કૃતાર્થ-ભાગ્યશાળી. રતિ-પ્રીતિ.

અહીં અભિલાષાત્મક પૂર્વાનુરાગ કિંવા અયોગ વિપ્રલંભ શૃંગારની ચક્ષુઃ-પ્રીતિ અવસ્થાનૂં નિરૂપણ છે. નાયિકાની રતિ સ્થાયી છે, નાયક આલંબન છે, અને તેનૂં અલૌકિક રૂપ આદિ ઉદ્દીપન છે. નજર સ્નેહથી ચળકતી, ભીરુત્વથી મંદ, ઝાંખીની લાલસાથી વાંકી, હર્ષથી મીચાયલી, કૌતુકથી ઠરતી, શરમથી ચકિત બની ચળવિચળ થતી અને દર્શનકાર્યમાં લીન બનવાથી

નિમેષ ભૂલી જતી કલાથી પ્રતીત થતા ભીરુત્વ, અભિલાપ, ઔત્સુક્ય, હર્ષ, ધૃતિ, વ્રીડા અને જડતા એ ભાવો રસને દીપાવે છે. અહીં **मदिरा, स्निग्धा, जिह्वा, मुकुला, ललिता, विभ्रान्ता,** અને **विकोशा** નામે **भरतनाट्यशास्त्र**માં કહેલા દૃષ્ટિના ભેદ ટૂંકામાં જણાવ્યા છે, તથા શૃંગાર રસને અનુકૂળ કીકીનૂં **विवर्तन** કર્મ વર્ણવ્યૂં છે. વળી હેલા નામે નાટ્યાલંકાર પણ ઉપરના શ્લોકમાં સમાયો છે. 'તૂં આવી રીતે આના પ્રત્યે જુએ છે, માટે તૂં એનામાં આસક્ત છે', એવૂં અનુમાન અહીં નીકળે છે. એ અર્થશક્તિથી પ્રતીત થતો અલંકાર શૃંગારધ્વનિનૂં અંગ છે. બીજા ચરણથી નાયકની પણ અનુરાગયુક્ત ચેષ્ટા અનુલક્ષિત છે, કેમકે સ્નેહરહિત પુરુષ પ્રત્યે નાયિકાની દૃષ્ટિ લજ્જાયુક્ત નથી બનતી; એમ **અર્જુનવર્મદેવ** કહે છે. ભીરુત્વ, અભિલાષ, ઔત્સુક્ય, હર્ષ, ધૃતિ અને જડતાનૂં સૂક્ષ્મ સૂચન હોવાથી આ કૈશિકી વૃત્તિનૂં નર્મસ્ફોટ અંગ બને છે. સ્વભાવોક્તિ અલંકાર છે. હરિણી છંદ.

**सा बाला वयमप्रगल्भवचसः सा स्त्री वयं कातराः**
**सा पीनोन्नतिमत्पयोधरयुगं धत्ते सखेदा वयम् ।**
**साक्रान्ता जघनस्थलेन गुरुणा गन्तुं न शक्ता वयं**
**दोषैरन्यसमाश्रयैरपटवो जाताः स्म इत्यद्भुतम्* ॥९९॥**

"બાળા એ; પણ વેણ છે અમ વ્હૉલાં. સ્ત્રી એહ; ઢીલા અમે.
ધારે એ સ્તનભાર; ખિન્ન પણ જે, તે તો અમે આ છિયે.
એના સ્થૂળ નિતંબ છે; પણ અમે આ પાંગળા. કેમ એ ?
દોષો અન્યતણા ફળે અવરને આ તો અહાહા કયમે ! ૯૯

અહીં વાણીના વ્હીલાપણાથી જડતા, ઢીલાપણાથી વિરહનો ત્રાસ, ઉર ખિન્ન થવાથી વિષાદ અને પાંગળાપણાથી શરીરના શૈથિલ્ય દ્વારા ગ્લાનિનૂં સૂચન છે. તે જડતા, ત્રાસ, વિષાદ ને ગ્લાનિ એ ભાવ કાર્ય-

* અસલમાં પહેલા ચરણમાં **वयमप्रगल्भमनसः** અને ચોથામાં **दोषैरन्यजनाश्रयैरपटवो** પાઠ છે. નવા પાઠ **अलंकारसर्वस्व**માંથી લીધા છે.

કારણના વ્યધિકરણથી ઊપજેલા, સંચારી ભાવરૂપે પ્રદર્શેલા વિસ્મયના સહકારી છે. અયોગ વિપ્રલંભ શૃંગાર છે. અસંગતિ અલંકાર છે; જેને વામન વિરોધ નામ આપે છે, અને ભોજદેવ વ્યધિકરણ ચિત્ર હેતુ કહે છે. અહીં પ્રલાપ નામે કામદશાનૂં નિરૂપણ છે. સંભોગેચ્છારૂપ શૃંગારી નર્મ છે. શાર્દૂલવિક્રીડિત છંદ.

आस्तां विश्वसनं सखीषु विदिताभिप्रायसारे जने
तत्राप्यर्पयितुं दृशं सुरचितां शक्नोमि न व्रीडया ।
लोकोऽप्येष परोपहासचतुरः सूक्ष्मेङ्गितज्ञोऽप्यलं
मातः कं शरणं व्रजामि हृदये जीर्णोऽनुरागानलः ॥१००॥

બોલી ને દિલ ક્હેવૂં કાંઇ સખીને, કોરે જ તે તો રહ્યૂં;
જાણૂં હૂં મન તેનૂં તોય શરમે મીટે ન માંડી શકૂં;
લોક લોક જ, તે હસે જ કંઇ એ ચેષ્ટા લહી; ક્યાં જઊં ?
કોને દુઃખ કહૂં ? જળૂં રતિતણા જીર્ણજ્વરે ઉર હૂં. ૧૦૦

આ કુલકન્યાનૂં સ્વગત શોચન છે. સખીઓ તેની પ્રીતિને અનુમોદન આપશે કે નહિ આપે, એ સંશયથી તેનાથી તેમને કહેવાતૂં નથી. તેથી સાવરણસંધિનો સંભવ છે નહિ. નાયકનૂં દિલ તો તે જાણે છે, તે પૂરેપૂરો એનામાં આસક્ત છે એમ એ સમજે છે. તોપણ કુલકન્યકોચિત લજ્જાને લીધે તે નાયક સાથે મીટે મીટ પણ મિલાવી શકતી નથી, તો પછી તેને પોતાના મનની વૃત્તિ જણાવવાની તો વાત જ કેવી ? એથી દૃષ્ટસંધિનો પણ સંભવ રહેતો નથી. સમાગમનાં બધાં એ દ્વાર આ રીતે બંધ છે. તોપણ વેગળેથી નાયકને નેત્ર ભરી નિરખીને હૃદયનો સંતાપ કંઇક શમાવાય, તે પણ આ અત્યંત ભીરુ નાયિકાથી બનતૂં નથી. લોકો લગાર પણ ચેષ્ટા જોઈ તર્ક બાંધી વાતો કરે ને હસે તેના વિચારથી જ તે ત્રાસે છે.

અહીં હૃદયના સંતાપ આદિ અનુભાવથી પ્રતીત થતો વિષાદ અયોગ વિપ્રલંભ શૃંગારના સંજ્વર નામે પ્રકારનૂં સર્વાંશે પોષણ કરે છે. સંભોગેચ્છારૂપ શૃંગારી નર્મ છે. અનર્થના સમુચ્ચયને લીધે સમુચ્ચય અલંકાર છે. શાર્દૂલવિક્રીડિત છંદ.

चक्षुःप्रीत्या प्रसक्ते मनसि परिचये चिन्त्यमानेऽभ्युपाये
रागे यातेऽतिभूमिं प्रसरति च गिरां विस्तरे दूतिकायाः ।
आस्तां दूरे स तावत् सरभसदयितालिङ्गनानन्दलाभ-
स्तद्गेहोपान्तरथ्याभ्रमणमपि परां निर्वृतिं संतनोति* ॥१०१॥

લાગતાં નેન સંગે નયન, ઉર ધુની જાગતાં રાગ કેરી,
વાધંતાં આધિ ચિંતાતણી, વકરી જતાં કામબાધા ઘણેરી,
ને સંદેશા સખીના મુખથી પસરતાં, શી કથા સાંઇ કેરી,
વ્હાલીની શેરીથી એ વિચરવૂં અરપે શાંતિ ચિત્તે અનેરી.†૧૦૧

ચિંતાતણી આધિ–શૂં કરવૂં તેની વિમાંસણ રૂપી મનની પીડા. કામબાધા–કામનો વ્યાધિ. સાંઇ–આલિંગન. વિચરવૂં–જવૂં. અનેરી–ઓર જ.

આ પૂર્વાનુરાગ કિંવા અયોગ વિપ્રલંભ શૃંગારનો દૃષ્ટાંત છે. પૂર્વાર્ધમાં ચક્ષુઃપ્રીતિ, મનઃસંગ આદિ અનુભાવ દ્વારા અભિલાષ આદિ પૂર્વાનુરાગની અવસ્થાનૂં સૂચન છે. ઉત્તરાર્ધના પૂર્વ ભાગમાં સંયોગાર્થે નિસૃષ્ટાર્થદૂતીનો પ્રયોગ પ્રદર્શિત છે. હર્ષ નામે સંચારી ભાવ અહીં રસનૂં પોષણ કરે છે. ચિત્તની પ્રસન્નતા એ તેનો અનુભાવ છે. સંભોગેચ્છારૂપ શૃંગારી નર્મ છે. સ્રગ્ધરા છંદ.

प्रासादे सा दिशि दिशि च सा पृष्ठतः सा पुरः सा
पर्यङ्के सा पथि पथि च सा तद्वियोगातुरस्य ।
हंहो चेतःप्रकृतिरपरा नास्ति मे कापि सा सा
सा सा सा सा जगति सकले कोऽयमद्वैतवादः† ॥१०२॥

---

* સરખાવો. गा॰ स॰ ।२।६८। अच्छउ दाव मणहरं पियाइ मुहदंसणं अइमहग्घं । तग्गामछेत्तसीमा वि झत्ति दिट्ठा सुहावेइ ॥

† સરખાવો મુण्डकोपनिषद् ।२।२। ब्रह्मैवेदममृतं पुरस्तात् ब्रह्म पश्चाद् ब्रह्म दक्षिणतश्चोत्तरेण। अधश्चोर्ध्वं च प्रसृतं ब्रह्मैवेदं वरिष्ठम् ॥. સરખાવો વળી विद्धशालभञ्जिका, અંક ૧, अहो दयिताद्वैतं

જ્યાં જાઉં ત્યાં ઘર નગરમાં વાટમાં ઘાટમાં તે;
જ્યાં જોઉં ત્યાં દિશ વિદિશમાં વ્યોમમાં ભોમમાં તે;
જાણે નાણે ઉર વિરહમાં અન્ય ના; એક તે તે
તે તે; વિશ્વે તનમય બન્યૂં! કેવૂં અદ્વૈત એ તે? ૧૦૨

વ્યોમ–આકાશ. ભોમ–પૃથ્વી. તનમય–તદ્રૂપ, પ્રિયામય. અદ્વૈત–એક જ પદાર્થ સદ્રૂપે સ્ફુરવો તે.

અહીં જ્યાં ત્યાં પ્રિયાની જ મૂર્તિ જોવારૂપ અનુભાવથી પ્રતીત થતો ઉન્માદ અયોગ વિપ્રલંભ શૃંગારને દીપાવે છે. છેવટમાં સંચારી ભાવરૂપે સ્ફુરતો વિસ્મય તેનો સહકારી છે. **वात्स्यायनसूत्र**માં ઉન્માદ નામે કામાવસ્થા કહી છે તેનૂં આ નિરૂપણ છે. વિશેષપોષિત અતિશયોક્તિ અલંકાર છે. સ્વાનુરાગપ્રકાશનાત્મક શૃંગારી નર્મ છે. મંદાક્રાંતા છંદ.

---

वर्तते। ૯. અને विह्लणकाव्य। १३२। प्रासादे सा पथि पथि च सा पृष्ठतः सा पुरः सा पर्यङ्के सा दिशि विदिशि सा चोर्ध्वतः सा ह्यधः सा। हृद्यन्तः सा वहिरपि च सा नास्ति दृश्यं द्वितीयं सा सा सा सा त्रिभुवनगता तन्मयं विश्वमेतत् ॥

# अमरुशतक.

## પૂરવણી ૧.

### શ્લોકાંતરપૂર્તિ.

आलोकयति पयोधरमुपमन्दिरमभिनवाम्बुभरनीलम् ।
दयितारचितचितानलधूमोद्गमशङ्कया पथिकः ॥ १०३ ॥

વ્હાલીતણી ચિતાના ધૂમની શંકાથી પંથી ગભરાતો
જોય અવાસની વાંસે ઘન ઘેરો ઘોર ઘેરાતો. ૧૦૩

શંકા–વહેમ. પંથી–મુસાફર. અવાસ–ઘર. ઘન–મેઘ, વાદળ. ગાથા છંદ.

कान्तामुखं सुरतकेलिविमर्दखेद-
संजातघर्मकणविच्छुरितं रतान्ते ।
आपाण्डुरं विलसदर्धनिमीलिताक्षं
संस्मृत्य हे हृदय किं शतधा न यासि ॥१०४॥

ક્રીડાતણા શ્રમથી વ્હાલીનૂં લોચવાતૂં,
પ્રસ્વેદના કણથકી મુખડૂં છવાતૂં,
ફીકૂં શૂં, મીંચઈ જતાં નયને સુહાતૂં,
સંભારી હે હૃદય ! કાંય નથી ચીરાતૂં ? ૧૦૪

શ્રમ–થાક. પ્રસ્વેદ–પરસેવો. વસંતતિલકા છંદ.

कान्ते कथंचिद् गदितप्रयाणे क्षणं विनम्रा विरहार्दिताङ्गी ।
ततस्तमालोक्य कदागतोऽसीत्यालिङ्ग्य मुग्धा मुदमाससाद ॥१०५॥

કહેતાં કયમે કંથ કથા જવાની વ્હીલાઈ વ્રેહે ભરી મોહમીણી
'ક્યારે પધાર્યા ?' કહી નાથ ભાળી લૈ અંક મુગ્ધા થઈ હર્ષઘેલી. ૧૦૫

મોહમીણી–શુદ્ધિ ખોઈ બેઠેલી. અંક–આલિંગન. આખ્યાનકી છંદ.

जहिहि सुतनु मौनं पश्य पादानतं मां
न खलु तव कदाचित् कोप एवंविधोऽभूत् ।
इति निगदति नाथे तिर्यगामीलिताक्ष्या
नयनजलमनल्पं मुक्तमुक्तं न किंचित् ॥१०६॥

સુતનુ તજ અબોલા; જો, પડ્યો આ હૂં પાયે.
રસિકડી રીસ આવી કીધ તેં ના કદા એ.
સુણી વચન પિયુનૂં બોલી ના કાંઇ બાળી
રહી તિરછી નમેલી આંખથી આંસૂ ઢાળી ૧૦૬

સુતનુ–કોમળ કરમાયલા અંગવાળી. માલિની છંદ.

तन्वङ्ग्या गुरुसंनिधौ नयनयोर्यद्वारि संस्तम्भितं
तेनान्तर्गलितेन मन्मथशिखी सिक्तो वियोगोद्भवः ।
मन्ये तस्य निरस्यमानकिरणस्यैषा मुखेनोद्गता
श्वासायाससमाकुलालिसरणीव्याजेन धूमावली ॥ १०७ ॥

તન્વંગી વડીલો સમીપ દૃગનાં આંસૂ ગળી જે ગઈ,
તેણે આંચ વિજોગના અનળની સીંચાઈ હૈયા મહીં;
માનૂં તેહતણી ઘણી લપટ જે ગોટાઈ ધૂણી તહીં,
તે આ શ્વાસ લીધે ઊડંત મધુપોરૂપે ધૂમાઈ રહી. ૧૦૭

તન્વંગી–વિજોગની પીડાને લીધે ગળી ગયેલા શરીરવાળી. દૃગ–આંખ. અનળ–અગ્નિ. મધુપ–ભમરા. શાર્દૂલવિક્રીડિત છંદ.

न जाने संमुखायाते प्रियाणि वदति प्रिये ।
सर्वाण्यङ्गानि मे यान्ति नेत्रतां किमु कर्णताम् ॥१०८॥

જે સમે નાવ્ આવે ને વ્હાલનાં વચનો ભણે,
ન જાણું, તે સમે અંગો નેન કાં કાન કાં બને. ૧૦૮

નાવ નાથ, પ્રાણનાથ. ભણે–બોલે છે. અનુષ્ટુભ છંદ.

नभसि जलदलक्ष्मीं सास्रया वीक्ष्य दृष्ट्या
प्रवससि यदि कान्तेत्यर्धमुक्त्वा कथंचित् ।
मम पटमवलम्ब्य प्रोल्लिखन्ती धरित्रीं
यदनु कृतवती सा तत्र वाचो निवृत्ताः ॥१०९॥

પટ ભુજ પકડી ને, પાયના અંગૂઠાએ
ખણી અવનિ, નિહાળી મેહુલો આંસૂડાંએ
'પિયુજી તજી જશો જો....' એવૂં અર્ધૂં પ્રિયાએ
કહી કર્યૂં કંઇ, ના'વે વર્ણતાં વાણીમાં એ. ૧૦૯

પટ—વસ્ત્ર. અવનિ–ભોંય. માલિની છંદ.

नान्तः प्रवेशमरुणद् विमुखी न चासी-
दाचष्ट रोषपरुषाणि न चाक्षराणि ।
सा केवलं सरलपक्ष्मभिरक्षिपातैः
कान्तं विलोकितवती जननिर्विशेषम् ॥११०॥

ના દ્વાર દીધ, મુખ ફેરવ્યૂં ના, ભવાં એ
મરડ્યાં નહીં, ન કરડાં વચનો કહ્યાં એ;
સામાન્ય અન્ય જન જોગ જ માનિની તે
જોઈ રહી સરળ લોચનિયે પિયુને. ૧૧૦

દ્વાર-બારણું. દીધ-બંધ કર્યૂં. વસંતતિલકા છંદ.

पुष्पोद्भेदमवाप्य केलिशयनाद् दूरस्थया चुम्बने
कान्तेन स्फुरिताधरेण निभृतं भ्रूसंज्ञया याचिते ।
आच्छाद्य स्मितपूर्वगण्डफलकं चेलाञ्चलेनाननं
मन्दान्दोलितकुण्डलस्तवकया तन्व्यावधूतं शिरः॥१११॥

એકાએક ખસી ગઈ રસિકડી શય્યાર્થી છેટે છતાં,
તેને ભ્રૂ નચવી સ્ફુરંત અધરે ચૂમી પિયુ યાચતાં,
સાડીથી મુખ ગાલ માંહીં હસતૂં ઢાંકી ધીરે કાનનાં
ડોલંતાં ફૂલડે ધૂણાવ્યૂં શિર ત્યાં તન્વંગીએ સાનમાં. ૧૧૧

છેટે છતાં—ઋતુ પ્રાપ્ત થતાં. ભ્રૂ—ભ્રમર. સ્ફુરંત—તરવરતો, ચુંબન કરવાને તલપતો. શાર્દૂલવિક્રીડિત છંદ.

यद्रात्रौ रहसि व्यपेतविनयं वृत्तं रसात् कामिनो-
रन्योन्यं शयनीयमीहितरसावाप्तिप्रवृत्तस्पृहम् ।
तत् सानन्दमिलद्दृशोः कथमपि स्मृत्वा गुरूणां पुरो
हासोद्भेदनिरोधमन्थरमिलत्तारं कथंचित् स्थितम्*॥११२॥

એકાંતે રસની વધંતી તરશે લજ્જા જઈ વીસરી
રંગે જે જુગલે પરસ્પર પૂરી રાતે રતિ આદરી,
આનંદે દ્રગ જોડતાં વડીલની વચ્ચે કયમે તે સ્મરી
પેરે બે ઊલટંતૂં દાબી હસવૂં ઢાળી રહ્યાં મીટડી. ૧૧૨

જુગલ—સ્ત્રી પુરૂષનૂં જોડું. રતિ—ક્રીડા. દ્રગ જોડતાં—આંખે આંખ મેળવતાં. શાર્દૂલવિક્રીડિત છંદ.

कलितमुरसा तरन्ती तरलतरङ्गौघचालितनितम्बा ।
विपरीतरतासक्तेव दृश्यते सरसि सा सख्या† ॥११३॥

અંગો તરલ તરંગે હલવી હલવી સરે ઉરે તરતી
જોય સહી સલૂણીને રતિ જયમ વિપરીત આદરતી. ૧૧૩

---

* પૂર્વાર્ધમાં रस ની અને ઉત્તરાર્ધમાં मिलत् શબ્દની પુનરૂક્તિથી અનવીકૃતતાને લીધે વૈરસ્ય ઊપજે છે.

† સરખાવો गा. स. ।४।९१। तडविणिहिअग्गहत्था वारितरङ्गेहिं घोलिरणिअम्बा । सालूरी पडिबिम्बे पुरिसाअन्ति व्व पडिहाइ ॥

તરલ–ચંચળ. સર–સરોવર. ઉર–છાતી. વિપરીત રતિ–ઊલટી ક્રીડા. આદરતી–અનુભવતી, કરતી. ગાથા છંદ.

सति प्रदीपे सत्यग्नौ सत्सु तारामणीन्दुषु ।
विना मे मृगशावाक्ष्या तमोभूतमिदं जगत् ॥ ११४ ॥

દીપ છે, દેવતા એ છે, છે ચંદ્રે, છે જ તારકે;
નથી તે સુંદરી; તેથી વિશ્વે સૌ અંધકાર છે. ૧૧૪

દીપ–દીવો. તારક–તારાઓ. વિશ્વ–બ્રહ્માંડ, જગત. અનુષ્ટુભ છંદ.

सा यौवनमदोन्मत्ता वयमस्वस्थचेतसः ।
तस्या लावण्यमङ्गेषु दाहोऽस्मासु विजृम्भते ॥ ११५ ॥

તરુણી મદપૂર્ણા એ, ના હૈયું અમ હાથ રહે;
સલૂણું તન તેનૂં ને લૂણાયાં અમ ગાત્ર છે! ૧૧૫

લૂણાયાં–ખવાયાં, ક્ષીણ બન્યાં. ગાત્ર–અંગ. અનુષ્ટુભ છંદ.

सालक्तकेन नवपल्लव–कोमलेन
पादेन नूपुरवता मदनालसेन ।
यस्ताड्यते दयितया प्रणयोपरोधात्
सोऽङ्गीकृतो भगवता मकरध्वजेन ॥ ११६ ॥

આવેગથી અતનુના અલબેલી વલ્લા
પાયે કૂંળી કૂંપળ શા અળતે ભીંજેલા
જે રૂમઝૂમ ઝૂમી રાગભરી હણે છે
તે પંચબાણ ભગવાન કબૂલી લે છે. ૧૧૬

આવેગ–આવેશ. ઝણઝણાટ. અતનુ–કામ. વલ્લા–સચોટ ને જોરદાર નહિ એવા. રાગ–[1]પ્રીતિ; [2]કોપ. પંચબાણ–પાંચ બાણવાળો કામદેવ. વસંતતિલકા છંદ.

# अमरुशतक

## પૂરવણી ૨.

### અર્થાંતરપૂર્તિ.

चिन्तामोहविनिश्चलेन मनसा मौनेन पादानतः
प्रत्याख्यानपराङ्मुखः प्रियतमो गन्तुं प्रवृत्तो यदा ।
सव्रीडैरलसैर् निरन्तरलुठद्बाष्पाकुलैरीक्षणैः
श्वासोत्कम्पिकुचं निरीक्ष्य सुचिरं जीवाशया वारितः ॥३७॥

શૂં થાશે ? કથશે શૂં?' એ મૂંઝવણે પાયે પડ્યા મૌનથી,
તોરે તે તરછોડતાં ઉર ખીજી જાતાં પિયુજી તજી
ગાઢા શ્વાસથી હાંફતી, જળભરી ઢીલીવીલી દૃષ્ટિથી,
જોતી તન્વી વિલોકી તે અટકિયા સોસે અસુના નકી. ૩૭

કથશે—કહેશે. મૌનથી—બોલ્યાચાલ્યા વગર. ઉર—મન. તન્વી—કૃશ અંગવાળી. વિલોકી—જોઈ. અસુ—પ્રાણ, જીવ. શાર્દૂલવિક્રીડિત છંદ.

एकस्मिन् शयने विपक्षरमणीनामग्रहे मुग्धया
सद्यः कोपपराङ्मुखं शयितया चाटूनि कुर्वन्नपि ।
आवेगादवधीरितः प्रियतमस्तूष्णीं स्थितस्तत्क्षणं
मा भूत्सुप्त इवेत्यमन्दवलितग्रीवं पुनर् वीक्षितः ॥४५॥

સ્વામી નામ સપત્નીનૂં લવી જતાં સેજે જ ખીજી પૂરી
પાસૂં ફેરવી સૂતી શૂન્ય શયને તન્વંગી રોષે ભરી;
તેને રીઝવવા મથી મથી પિયુ થાકી રહે મૌનથી,
ત્યાં 'સૂતા પિયુ શૂં?' કરી ઝટ જૂએ તે વાંકૂં વાળી નકી. ૪૫

સપત્ની—શોક્ય. સેજ—પથારી. શાર્દૂલવિક્રીડિત છંદ.

कथमपि कृतप्रत्याख्याने प्रिये स्खलितोत्तरे
विरहकृशया कृत्वा व्याजं प्रकल्पितमश्रुतम् ।
असहनसखीश्रोत्रप्राप्तिं विशङ्क्य ससंभ्रमं
विवलितदृशा शून्ये गेहे समुच्छ्वसितं पुनः ॥४६॥

રસિકડી બળે તર્છોડંતાં કંઈનૂં કંઈ મુખે,
પિયુ લવી ગયે વ્હેના ત્રાસે સુણ્યૂં ન સુણ્યૂં મિષે
કરી અધીરડી સાહેલીના ભયે વ્હીલી દૃષ્ટિએ
સૂનૂં સદન સૌ ભાળી વેગે લહે કળ તન્વી તે. ૪૬

બળે–બેળે, બળાત્કારે; તરછોડવાનૂં મન ન છતાં. કંઇનું કંઇ ઇ.–શોક્યના નામે બોલાવ્યાથી. અધીરડી–આકળી. સદન–ઘર. હરિણી છંદ.

कपोले पत्राली करतलनिरोधेन मृदिता
निपीतो निःश्वासैरयममृतहृद्योऽधररदः ।
मुहुः कण्ठे लग्नस्तरलयति बाष्पः स्तनतटं
प्रियो मन्युर्जातस्तव निरनुरोधे न तु वयम् ॥५०॥

કપોલે લૂછાયૂં કરતલ લીધે ચંદન; વળી
નીસાસે સૂકાઈ અવ અધરની અમ્રતકળી;
હૂમે હૂમ્યૂં રૂમ્યૂં છલખલ રહ્યૂં ઉર ઊછળી;
અબોલા વ્હાલેરા તુજ, ન જ અમે આજ ડસીલી ! ૪૭

કપોલ–ગાલ. કરતલ–હાથેળી. વ્હાલેરા–વધારે વ્હાલા. શિખરિણી છંદ.

सन्त्येवात्र गृहे गृहे युवतयस्ताः पृच्छ गत्वाधुना
प्रेयांसः प्रणमन्ति किं तव पुनर्दासो यथा वर्तते ।
आत्मद्रोहिणि दुर्जनैः प्रलपितं कर्णेऽनिशं मा कृथा–
श्छिन्नस्नेहरसा भवन्ति पुरुषा दुःखानुवर्त्याः पुनः ॥७६॥

ઘેરે ઘેર ઘણી ય છે તરુણીઓ; જા પૂછ તેને જઈ,
નામે માથૂં કહીં ય નાથ? તુજ તો છે દાસ સ્વાંમી, સહી!
હાથે વ્હોરતી હાનિ ઘેલી! ઘર માં કાને કુડી કૂથલી;
વંકાવ્યે વચકાય કંથ, ફરી તે કષ્ટે સધાયે સહી. ૭૬

તરુણીઓ–જુવાન સ્ત્રીઓ. કષ્ટે–મુસીબતે. શાર્દૂલવિક્રીડિત છંદ.

नार्यो मुग्धशठा हरन्ति रमणं तिष्ठन्ति नो वारिता–
स्तत् किं ताम्यसि किं च रोदिषि मुधा तासां प्रियं मा कृथाः।
कान्तः केलिरुचिर्युवा सहृदयस्तादृक् पतिः कातरे
किं नो बर्बरकर्कशैः प्रियशतैराक्रम्य विक्रीयते ॥७७॥

મુગ્ધાભાવથકી હરંતી ઠગણી નારી ન વારી રહે;
સંતોખે હિજરાઈ ને રડી રડી કાં તેમને તૂં? કહે;
ઝૂલંતા નવજોબને રસભર્યા એ કોડીલા કંથ જે,
તે વેચાય શૂં આપણાં પ્રિયકટુ વેણે વ્હીલાં? વ્હીલી હે! ૭૭

મુગ્ધાભાવ–ભોળપણ. પ્રિયકટુ–વહાલ ભરેલાં પણ કઠોર. શાર્દૂલવિક્રીડિત છંદ.

# अमरुशतक.

## પરિશિષ્ટ ૧.

### નામવાળા ભળતા ક્ષેપક શ્લોક.

| અનુક્રમ. | શ્લોક. | મુદ્રિતમાં ક્રમાંક | ક્યાં મળી આવે છે ? | | | રચનાર. |
|---|---|---|---|---|---|---|
| | | | ર. | ગૃ. | બીજે. | |
| ૧ | आयाते दयिते० | ७७ | ७७ | ८६ | सुभा.,शा.प. | અદ્ભુત પુણ્ય. |
| ૨ | आशङ्क्य प्रणतिं० | ४७ | ४७ | ४२ | सुभा.,शा.प. | ભીમ. |
| ૩ | उरसि निहितः० | ३१ | ३१ | २९ | सुभा., शा.प. | રાજપુત્ર અર્ગટ. |
| ૪ | एकत्रासन० | १८ | १८ | १७ | सुभा. | પુલિન. |
| ૫ | कोपात् किंचि० | | | | शृं. ति. | રુદ્ર. |
| ૬ | कोपो यत्र० | ३८ | ३८ | ३३ | शा.प.,सू.मु. | વામન. |
| ૭ | क्व प्रस्थितासि० | ७१ | ७१ | ५८ | शा.प. | ગોવિંદસ્વામી અને વિકટનિતંબા. |
| ૮ | गते प्रेमाबन्धे० | ४३ | ४३ | ३८ | सुभा. | વિજ્જકા. |
| ૯ | चरणपतनं० | ९५ | ९५ | ९६ | सुभा. | પુંડ્રક. |
| ૧૦ | ततश्चाभिज्ञाय० | ५२ | ५२ | | सू.मु. | જુઓ ૧૭. |
| ૧૧ | तमे महा० | ८६ | ८६ | | सुभा.,शा.प. | રત્ન. |
| ૧૨ | दुर्वाराः स्मर० | | | | सुभा.,शा.प. | ભટ્ટ શંકુક. |
| ૧૩ | देशैरन्तरिता० | ९९ | ९९ | ९२ | सुभा. | નરસિંહ. |
| ૧૪ | धन्यासि या० | | | | शा.प. | વિજ્જકા. |
| ૧૫ | धन्यास्ताः० | | | | शृं.ति. | રુદ્ર. |
| ૧૬ | पीतस्तुषार० | १२० | | | रु. | રત્નાકર. |
| ૧૭ | पुरस्तन्व्या० | ५१ | ५१ | | सू.मु. | દિવ્વોક. |
| ૧૮ | प्रहरविरतौ० | १२ | १२ | १३ | सुभा.,शा.प.,सू.मु. | વાસુદેવ. |
| ૧૯ | बाले नाथ० | ५७ | ५७ | ५० | सुभा.,शा.प.,सू.मु | કુમારદાસ. |
| ૨૦ | भवतु विदितं० | ३० | ३० | २८ | सुभा., सू.मु. | ભદંત ધર્મકીર્તિ. |
| ૨૧ | भ्रूभङ्गे रचिते० | २८ | २८ | २६ | सुभा., सू.मु. | ભદંત આરોગ્ય. |
| ૨૨ | यदा त्वं चन्द्रो० | | | | शा.प. | અચલ. |
| ૨૩ | रात्रौ वारि० | ५४ | ५४ | ४६ | सुभा. | રાજપુત્ર અર્ગટ. |
| ૨૪ | विरहविषमः० | ६७ | ६७ | ५४ | सुभा.,शा.प. | શીલા ભટ્ટારિકા. |
| ૨૫ | सखे सत्यं सत्यं० | | | | सुभा. | ભટ્ટ વૃત્તિકાર. |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૨૬ | सा पत्युः० | ૨૯ | ૨૯ | ૨૭ | सुभा. | લીલાચંદ્ર. |
| ૨૭ | सा यावन्ति० | ૪૮ | ૪૮ | ૪૨ | शा.प.,सू.मु. | ભર્તૃહરિરાજ. |
| ૨૮ | स्फुटतु हृदयं० | ૭૩ | ૭૩ | ૭૯ | सुभा. | અર્ભક. |
| ૨૯ | स्मरनवनदी० | ૧૦૪ | | ૬૦ | सुभा. | નરસિંહ. |
| ૩૦ | हारो जलार्द्र० | ૧૩૪ | | | मूल. | બાણ ભટ્ટ. |

આ પત્રકમાંના શ્લોક ૫, ૧૨, ૧૪, ૧૫, ૨૨ ને ૨૫ Richard Simonના **अमरुशतक**માં આપેલા છે.

## ટિપ્પણ.

અદ્ભુતપુણ્ય કે અદ્ભુતફુલ્લ આ કવિ ઇસવી દસમા શતક પહેલાંનો છે; શાથી જે **आयाते दयिते**० શ્લોક ની **अवलोक** ટીકામાં આપ્યો છે. કદાચ એ મરુસ્થલનો વતની હશે; જુઓ શ્લોક મજકુર. **सुभा.**માં પુણ્ય કવિના કેટલાક શ્લોક ઊતાર્યા છે તે અને અદ્ભુતપુણ્ય કદાચ એક જ હશે. કોઇ કાવ્યચમત્કૃતિને લીધે પુણ્ય અદ્ભુતપુણ્ય કહેવાયો હશે. સરખાવો દીપશિખાકાલિદાસ, ઘંટામાઘ ઇ. લિપિના ભ્રમથી અદ્ભુતફુલ્લ નામ ઉત્પન્ન થયું હશે.

**ભીમ.** સમય અર્જુનવર્માના પૂર્વે.

રાજપુત્ર અર્ગટ. **उरसि निहितः**० શ્લોક **दशरूप**ની **अवलोक** ટીકામાં આપ્યો છે, તેથી અર્ગટ દસમા શતક પહેલાંનો; પરંતુ **रात्रौ वारि**० (૧૮)માં **धीरं वारि**० ( **अ.श.** ।९०। ) ની ઝાંખી છાયા જોવામાં આવે છે, તેથી એ રાજપુત્ર અમરુ પછીનો.

પુલિન. સુપ્રસિદ્ધ બાણ ભટ્ટનો પુત્ર. બાણે અધૂરી મૂકેલી ગદ્ય **कादम्बरी** એણે પૂરી કરી. ધનપાલ **तिलकमञ्जरी**માં પિતાપુત્રના એ ગદ્ય લેખનાં નીચેના શબ્દમાં વખાણ કરે છેઃ—**केवलोऽपि स्फुरन् वाणः करोति विमदान् कवीन्। किं पुनः क्लृप्तसंधानपुलिन्ध्रकृतसंनिधिः॥**

અહીં એનૂં નામ પુલિન નહિ, પણ શ્લેષગર્ભિત પુલિંધ્ર આપ્યૂં છે. **कादम्बरी**ની કેટલીક લિખિત પ્રતોમાં એનૂં નામ પુલિંદ પણ મળી આવે છે. શેષપૂર્તિકર્તા બાણપુત્ર તે પુલિન, પુલિંદ કે પુલિંધ્ર. જેઓ ભૂષણબાણ

નામ આપે છે, તેઓ ભૂલ જ કરે છે; બાણપુત્રના નામના ઉદ્ધારની સાથે એની પદ્યાત્મક કૃતિનો પણ આ પ્રથમ જ ઉદ્ધાર છે. **अलंकारकौस्तुभ**ના કર્તા વિશ્વેશ્વરે બસેં વરસ ઉપર **आर्यासप्तशती** રચી છે. તેમાં બે શ્લિષ્ટ શ્લોકમાં બાણના પુત્રનું નામ અભિનંદ આપ્યું છે, તે ભૂલ છે. **उत्तरकादम्बरी**કાર પુલિન અને **कादम्बरीकथासार**કાર અભિનંદ, એ બે ભિન્ન જ છે.

**રુદ્ર** કિંવા ભટ્ટ રુદ્ર. **शृङ्गारतिलक** અને **त्रिपुरवध**નો કર્તા. પહેલા પુસ્તકના બીજા પરિચ્છેદની કારિકા ૫૮ ના ઉદાહરણ તરીકે જે **निःश्वासैः सह०** શ્લોક આપ્યો છે, તે રાજશેખરની **कप्पूरमञ्जरी**ની બીજી જવનિકાના **सह दिअहणिसाहिं०** શ્લોકની છાયા લેઈ રચ્યો જણાય છે. આવી જ રીતે માઘ ભવભૂતિ અમરુ આદિનો આધાર લેઈ રચેલા શ્લોક પણ એમાં નજરે તરે છે. આથી છાયોપજીવી **शृङ्गारतिलक** રાજશેખરની **कप्पूरमञ्जरी** પછી એટલે કે ઇસવી દસમા શતકના પહેલા ચરણ પછી રચાયું સંભવે છે.

**વામન.** જુઓ આરંભના પૃ.૭ ની ટિપ્પણી.

**ગોવિંદસ્વામી અને વિકટનિતંબા.** નવમા શતકનો રાજશેખર નીચેના શબ્દોમાં કવયિત્રીની પ્રશંસા કરે છેઃ—**के वैकटनितम्बेन गिरां गुम्फेन रञ्जिताः । निन्दन्ति निजकान्तानां न मौग्ध्यमधुरं वचः ॥.** આથી તે નવમા શતક પૂર્વે થઈ હશે. **सुभा.** શ્લોક ૨૪૮૮–૮૯ એનો રાજદારિક સંબંધ સૂચવે છે. **क्व प्रस्थितासि०** શ્લોકની ઉક્તિપ્રત્યુક્તિ ગોવિંદસ્વામી અને વિકટનિતંબાના શીઘ્રકવિત્વની પ્રસાદી હશે. **सुभा.** શ્લોક ૧૦૮૪ ઉપરથી ગોવિંદસ્વામીએ કોઇ મહાકાવ્ય રચ્યાનું અનુમાન થાય છે. **गाहासत्तसई**માં એક ગાથા ( ३ । ५५ । ) ગોવિંદસ્વામીને નામે છે.

**વિજ્જકા.** **नीलोत्पलदलश्यामां विज्जकां मामजानता । वृथैव दण्डिना प्रोक्ता सर्वशुक्ला सरस्वती ॥** એવું એક સુભાષિત છે. તે ઉપરથી વિજ્જકા દંડીના પછી થવી જોઇયે. એના **धन्यासि या०** શ્લોકમાં **अ.श.** । १५ । ની છાયા છે; તેથી એ અમરુના પણ પછી થઈ હશે. આ **धन्यासि या०** શ્લોક **रसिकसंजीवनी**માં ઉદ્ધૃત છે; તેથી વિજ્જકાની અવસ્થિતિ અર્જુનવર્માના પહેલાં ઠરે છે.

પુંડ્રક. સમય અર્જુનવર્માના પહેલાં.

રત્ન. **तत्ते महा०** શ્લોકના ચોથા ચરણ ઉપરથી કવિનું છમચ્છમિકારત્ન નામ પડ્યું છે. **सुभा.** શ્લોક ૨૦૮૬ માં રત્ન કવિએ સીત્કારનું મંગળાચરણ કર્યું છે, તેથી સીત્કારરત્નના નામથી પણ તે પ્રાચીન સંગ્રહોમાં પ્રસિદ્ધ છે; જુઓ વળી **सुभा.** શ્લોક ૨૮૪. સમય અર્જુનવર્માના પૂર્વે.

શંકુક કિંવા ભટ્ટ શંકુક. પ્રસિદ્ધ કવિ મયૂરનો પુત્ર. **भरतनाट्यशास्त्र** ઉપર ભટ્ટ શંકુકે ટીકા લખેલી કહેવાય છે. એનો મત **काव्यप्रकाश**માં રસનિષ્પત્તિના સંબંધમાં ઉદાહૃત છે. નવમા શતકના પહેલા પાયામાં **भुवनाभ्युदय** નામે ઐતિહાસિક કાવ્ય ભટ્ટ શંકુકે રચ્યાનું **राजतरङ्गिणी । ४।७०३-४।** માં છે.

નરસિંહ. **देशैरन्तरिता०** શ્લોક **दशरूप**ની **अवलोक** ટીકામાં છે; તેથી કવિ દસમા શતક પહેલાંનો ઠરે છે. એનો **स्मरनवनदी०** (૨૯) શ્લોક **ध्वन्यालोक**ની **लोचन** ટીકામાં અભિનવગુપ્તે ઊતાર્યો છે. **गाहासत्तसई**માં એક ગાથા (૪।૪।) ના કર્તા તરીકે **नरसीह** નામ આપેલું છે, તે કદાચ **नरसीह** (સં. **नरसिंह**)ને માટે ભૂલથી અપાયું હોય; અને એ નરસિંહ તથા આ નરસિંહ વખતે એક હોય. સમય દશમા શતક પૂર્વે.

રત્નાકર. **हरविजय** મહાકાવ્ય ને **वक्रोक्तिपञ्चाशिका**નો કર્તા. એ કાશ્મીરના મહારાજા બાલબૃહસ્પતિ ચિપ્પટ જયાપીડનો વિદ્યાપતિ હતો અને તેના પછી અવંતિવર્માના દરબારમાં પણ સારી પ્રતિષ્ઠા ભોગવતો હતો. એની સત્તા આથી નવમા શતકના પૂર્વાર્ધમાં ઠરે છે. એ તલરત્નાકર (જુઓ **ह.वि.।४।५।**) અને વાગીશ્વરનાં નામથી પણ પ્રસિદ્ધ છે.

દિબ્બોક. **पुरस्तन्व्या०** (૧૭) અને **ततश्चाभिज्ञाय०** (૧૦) મળી યુગ્મક બને છે. આથી વેમ ભૂપાલે મુક્તકના શતકમાં તેને સ્થાન નથી આપ્યું તે ઠીક કર્યું છે. આ યુગ્મક **दशरूप**ની **अवलोक** ટીકામાં અસૂયાના ઉદાહરણ તરીકે આપેલું છે. તેથી કવિ દસમા શતક પૂર્વે થયો હોવો જોઇયે. સંસ્કૃત નામ દુર્વહક પણ મળી આવે છે.

વાસુદેવ. **प्रहरविरतौ०** શ્લોકના છેલ્લા ચરણ ઉપરથી ઝલઝલિકાવાસુદેવ નામ પડ્યું છે, ભટ્ટ વાસુદેવ નામ પણ લખાય છે. **दशरूप**ની

**अवलोक** ટીકાની કેટલીક પ્રતમાં **प्रहरविरतौ०** મળી આવે છે. તેથી સમય દશમા શતક પૂર્વે કદાચ હોય.

કુમારદાસ. આ કવિએ **रामनवमी** કિંવા **रामजयन्ती**ના મહોત્સવ નિમિત્ત પચ્ચીસ સર્ગનું **जानकीहरण** મહાકાવ્ય રચ્યૂં છે. એના પહેલા ચૌદ સર્ગ જ સિંહલી ભાષાની ટીકાને આધારે ઉદ્ધારેલા આખા મળી આવે છે. પંદરમા સર્ગના તો પહેલા બાવીસ અને પચીસમાનો તો સમાપ્તિશ્લોક જ બચેલ છે. સર્ગને છેડે એને સિંહલકવિ કહ્યો છે; અને અલૌકિક કવિત્વશક્તિનૂં ભાન કરાવનારૂં માન ભરેલૂં **अतिशयभूत** વિશેષણ એને લગાડયૂં છે. એના બે મામાએ એને કાળજીથી બુદ્ધિ ખીલવનારૂં શિક્ષણ આપી વાત્સલ્ય સાર્થક કરી એને સનાથ કર્યો હતો. એમ એ પોતે લખે છે. તેથી કદાચ એનાં માબાપ એને ન્હાનો મૂકી મરી ગયાં હશે અને એ મોસાળમાં ઊછરીને મોટો થયો હશે. એની યોગ્યતાને લીધે સિંહલદ્વીપના રાજકુમારની હજુરમાં એને કુમારસેવકની માનવંત પદવી મળી હતી. રાજ્યના પ્રધાનપુરુષમાં સ્થાન અપાવનારી એ પદવીને લીધે એ કુમારદાસના ઉપનામથી વિખ્યાત થયો. એનૂં જન્મનામ તો કૃતજ્ઞ હતૂં એમ **जानकीहरण**ના સમાપ્તિશ્લોક ઉપરથી સમજાય છે. એ સદ્ભાગ્યે બચવા પામેલો શ્લોક નીચે મુજબ છેઃ—**कृतज्ञ इति मातुलद्वितययत्नसानाथ्यतो महार्थमसुरद्विषो व्यरचयन्महार्थं कविः । कुमारपरिचारकः सफलहार्दसिद्धिः सुधीः श्रुतो जगति जानकीहरणकाव्यमेतन्महत् ॥** આ શ્લોક ઉપરથી જ મેં કૃતજ્ઞ નામ અહીં ઉદ્ધાર્યું છે. સાહિત્યમાં તો કુમારસેવાથી પ્રાપ્ત થયેલા હોદ્દાની રૂના કુમારદાસના નામથી કવિ બહુધા પ્રસિદ્ધ છે. **उत्तररामचरित**ના યશસ્વી કર્તાનૂં વિશેષનામ **श्री**કંઠ છતાં એની હયાતીમાંથી જ **भव**ભૂતિ ઉપનામથી એ ઓળખાયાનૂં આપણા જાણવામાં છે. આરોપિત ઘટકર્પર નામે તો કવિનૂં મૂળનામ પણ ભૂલાવી દીધૂં છે. **ભર**તખંડની પુણ્યભૂમિમાં **શ્રી**કંઠ **ભવ**ભૂતિ યશોવર્માના દરબારમાં પ્રતિભાગમ્ય રસ સાકાર કરતો હતો, તે અરસામાં કૃતજ્ઞ કુમારદાસ સિંહલદ્વીપની સુવર્ણભૂમિમાં શ્રવણપેય અમૃત વરસાવતો હતો. એનો **रत्नतल्पनिकटस्थिते शुके संगतौ हृदि निधाय भाषितम् । निःसहास्मि विसृजेति जल्पति व्रीडिता परिजनान पञ्जरम् ॥ जा. ह.।८। २३** શ્લોક તત્કાળ **अमरुशतक**ના **दम्पत्योर्निशि०** (૨૧) ની સ્મૃતિ ઉપજાવે છે. વાચાળ શુકના વૃત્તાંતમાં જે ભેદ છે, તે સ્થાનકૃત છે. મોટેરાંના

સાંનિધ્યને લીધે છે. એકાંત સ્થાનનો લાભ લઈ અન્યે તે ઉક્ત કરી છે. પ્રકાશમાં શુકને બોલતો બંધ કરવાની જરૂર છે; એકાંતમાં તેને નર્મપ્રહાર જ બસ છે. અમરુનો શુક સંભારી રાખેલું બીજે સમયે બોલે છે; કુમારદાસનો શુક તત્કાળ નકલ કરે છે. આ સ્થાનકૃત ભેદની ઉપેક્ષા કરતાં ક્રીડાશુકના વૃત્તાંતમાં મળતાંપણું બહુ નિકટનું અને તરત જ સંબંધ જોડી દેનારૂં જોવામાં આવે છે. વળી કુમારદાસનો एकस्मिञ् शयने मया मयसुतामालिङ्ग्य * निद्रालसामुन्निद्रं शयितेन सच्चरणयोः संवाहने व्यापृता। पादाग्रेण तिलोत्तमा स्तनतटे सस्नेहमापीडिता हर्षावेशसमर्पितानि पुलकान्यद्यापि नो मुञ्चति ॥ जा. ह. ।१०।८६। શ્લોક અમરુના दृष्ट्वैकासन (૮) મુક્તકને અજબ જેવો મળતો આવે છે. સમર્થ કૃતજ્ઞે અપૂર્વ સર્ગશક્તિથી સંસ્થાન નવું જ ઉપજાવી કાઢયું છે અને વર્ણચ્છાયા પણ નવતર જ યોજી છે. તેમ છતાં એ ઝીણી નજરે જોનારને જ્યેષ્ઠાકનિષ્ઠાનો સંવાદ અદ્દ્ભુત અને આબાદ લાગ્યા વગર રહેતો નથી. બીજું એક પણ છાપ જુદી જે જણાય છે તે પતરાજખોર રાક્ષસરાજ, વિશ્વસ્ત સતી અને નખરાબાજ સ્વર્વેશ્યાની પાત્રતાના પોતને લીધે છે. સિંહલકવિની કૃતિ નરૂં સોનું જ છે; પણ તે સુવર્ણદ્વીપનું તળપદું નથી, ભરતખંડની રત્નખાણના પારસમણિથી સિદ્ધ થયેલું છે. આ જોતાં સાતમા શતકનો અમરુ કુમારદાસનો પુરોયાયી ઠરે છે. બીજી તરફ નવમા શતકનો રાજશેખર जानकीहरणની નીચેના શબ્દોમાં ભારે પ્રશંસા કરે છેઃ–जानकीहरणं कर्तुं रघुवंशे स्थिते सति। कविः कुमारदासो वा रावणो वा यदि क्षमः॥. આથી સાતમા શતક પછી પણ નવમા પહેલાં, એટલે આઠમાના અરસામાં કુમારદાસ થયો હશે†. કટાહદ્વીપ ( जा.ह. ।१।७७। ), કાંચીપુર (जा.ह. १।१८।), પ્રતિભૂમિ કે Antipodes (जा.ह. ।१४।१३।), તિમિંગલગ્રહણ ( जा.ह. ।१४।६७। ), ઇત્યાદિ સંબંધી શ્લોકથી કવિના સમય ઉપર વિશેષ પ્રકાશ પાડી શકાય એમ છે. सुभा. માં કુમારદત્તને નામે જે શ્લોક આપ્યા છે, તે બધા એ जानकीहरणમાં છે. એ જોતાં કુમારદત્ત નામ કુમારદાસ કે કુમારભૃત્ય ઉપરથી ઉપજેલું જણાય છે. ભટ્ટ

* અસલમાં निद्रालयाम् છે. ચોથો અક્ષર ખવાઈ જવાથી અગર ખોટો વંચાવાથી આ ભ્રષ્ટ પાઠ ઉત્પન્ન થયો છે. निद्रालसाम् કલ્પિત છે. સરખાવો विक्रमो० ।३।२। निशानिद्रालसा बर्हिणः ।

† Ind. Ant. XLI. p. 289 માં રા. રા. દેવદત્ત રામકૃષ્ણ ભાંડારકર કુમારદાસ માટે ઇ. સ. ૭૨૫ ની સાલ આપે છે.

કુમારના નામે જે ત્રણ ચાર શ્લોકો ઊતાર્યા છે, તેમાંનો એકે **जानकीहरण**ના બચેલા ભાગમાં છે નહિ. આવી જ રીતે **उणादिसूत्र** ઉપરની ઉજ્જ્વલદત્તની વૃત્તિમાં અને ક્ષેમેંદ્રની **औचित्यविचारचर्चा**માં કુમારદાસના નામે આપેલો **अयि विजहीहि०** શ્લોક પણ તેમાં મળી આવતો નથી. શું એ બધા એ શ્લોકો ખોવાયલા ભાગમાંના હશે? અથવા તો ભટ્ટ કુમાર કુમારદાસથી ભિન્ન હશે? વિદ્વાન કાલીપાદ વંદ્યોપાધ્યાય લખે છે કે કવિ કુમારદાસ તે છઠ્ઠા શતકના પૂર્વાર્ધમાં થયેલો લંકાનો રાજા કુમાર ધાતુસેન જ છે. પરંતુ અમરુનો પુરોગામી કુમાર ધાતુસેન તે અમરુનો અનુયાયી કુમારદાસ કેમ હોઈ શકે? **गाहासत्तसई**માં એક ગાથા (૧૨૭૭) કુમારના નામે આપી છે; અને એક (૧૮૩૧) કૃતજ્ઞશીલને નામે છે. આ કુમાર અને કૃતજ્ઞશીલ તે એક જ પુરુષ એટલે કે કુમારદાસ કૃતજ્ઞ હશે એમ મારૂં ધારવૂં છે *.

ભદંત ધર્મકીર્તિ. એની એક કડી ટાંકી કુમારિલ ભટ્ટે ખંડન કર્યાનૂં વિદ્યાનંદ **अष्टसहस्री**માં લખે છે. એ કુમારિલના શિષ્ય મંડનમિશ્રને શંકરાચાર્યે વાદમાં હરાવી સુરેશ્વરાચાર્યના નામથી સંન્યાસદીક્ષા લેવરાવી હતી. ભગવાન શંકર પૂર્ણવર્માના સહજીવી હોઈ છઠ્ઠા શતકમાં થયા, એમ યશોમૂર્તિ કાશીનાથ ત્ર્યંબક તેલંગે પ્રતિપાદિત કર્યૂં છે. આથી કુમારિલ ભટ્ટને પાંચમા શતકના ઉત્તરાર્ધમાં તથા છઠ્ઠાના પ્રથમ ચરણમાં અને ધર્મકીર્તિને પાંચમાના મધ્યમાં મૂકવા પડે છે. વધારે હકીકત માટે જુઓ મેળની મુદ્રિકાની પ્રસ્તાવના, પૃ. ૧૨–૧૩.

આરોગ્ય કિંવા ભદંત આરોગ્ય. સમય અર્જુનવર્માના પૂર્વે.

શીલા ભટ્ટારિકા. નવમા શતકનો રાજશેખર આ કવયિત્રીને નીચેના શબ્દોમાં વખાણે છેઃ–**शब्दार्थयोः समो गुम्फो वैदर्भी रीतिरिष्यते। शीलाभट्टारिकावाचि बाणोक्तिषु च सा यदि॥**

ભટ્ટ વૃત્તિકાર **कादम्बरीकथासार**ના કર્તા અભિનંદના પિતા જયંતનૂં 'વૃત્તિકાર' ઉપનામ હતૂં. એ કવિ હતો. જુઓ **का० क० सा०** ૧૧૯૦–૧૧. એ આઠમૂં શતક ઊતરતાં થયો હતો.

લીલાચંદ્ર. દશમા શતકના પહેલા ચરણના રાજશેખરે **काव्यमीमांसा**માં **सा पत्यु०** શ્લોક ઊતાર્યો છે. તેથી લીલાચંદ્ર તે પહેલાં નવમા શતકના અરસામાં થયો હશે.

---

* રાજશેખરકૃત **काव्यमीमांसा।४। मेधाविरुद्रकुमारदासादयो जात्यन्धाः कवयः श्रूयन्ते**માં કવિ કુમારદાસને જન્મથી આંધળો કહ્યો છે.

**ભટ્ટેંદુરાજ.** કાશ્મીરમાં દશમા શતકના અરસામાં. **અભિનવગુપ્તનો** ગુરુ.

**અભિક.** સમય **અર્જુનવર્માના** પૂર્વે.

**બાણ.** મહારાજા **હર્ષના** દરબારના **બાણની** ઓળખાણ આપવાની જરૂર નથી. **हर्षचरित**, ગદ્ય **कादम्बरी** અને **चण्डीशतक** એ એના પ્રસિદ્ધ ગ્રંથ છે. એણે સંપૂર્ણ **कादम्बरी** પદ્યમાં પ્રથમ રચી હતી, એમ ક્ષેમેંદ્રથી આપણે જાણિયે છિયે. એમાંના કેટલાક શ્લોકો સાહિત્યસંગ્રહોમાં જળવાયા છે. **अमरुशतक**માં ભળી ગયેલો શ્લોક પણ એ **कादम्बरी**માંનો છે*. એને જ આધારે પુલિને **उत्तरकादम्बरी** રચી; જુઓ **गद्ये कृतऽपि गुरुणा तु तथाक्षराणि** ધ. શ્લોક. ગદ્યાત્મક અને પદ્યાત્મક લેખનું તારતમ્ય લક્ષમાં રાખીને જ **ભોજ** રાજા **सरस्वतीकण्ठाभरण**માં લખે છે, કે **यथा गद्यविधौ बाणः पद्यबन्धे न तादृशः**।. એ પદ્યાત્મક **कादम्बरी** હાલ મળી આવતી નથી. **બાણ** ભટ્ટ સાતમા શતકના પૂર્વાર્ધમાં થયો હતો.

## પરિશિષ્ટ ૨.

નનામા ને ન ભળતા ક્ષેપક શ્લોક.

| અનુક્રમ | શ્લોક. | મૂળનો અંકદુ. પ્રમાણે | ક્યાં ભળી આવે છે ? | વિશેષ નોંધ. |
|---|---|---|---|---|
| ૧ | अङ्कं चन्दन | ૧૨૪ | रु. | ગ્રીષ્મવર્ણન. |
| ૨ | अङ्गानि चन्दन | | | વેષવર્ણન. વસંતતિલકા. |
| ૩ | अनल्पचिन्ता | ૬૫ | र. | યુગ્મક. अङ्गानामाति० (अ.श.।३८।) |
| ૪ | इति प्रिये | ૬૬ | र. | વડે ગતાર્થ. વંશસ્થવિલ. |
| ૫ | इयमसौ | ૧૨૭ | रु. | અર્જુનવર્મા પ્રક્ષિપ્ત ગણે છે. વેમભૂપાલ નથી આપતો. દ્રુતવિલંબિત. |
| ૬ | ऊरुद्वयं | ૧૩૭ | रु | નિકૃષ્ટ અર્થચિત્ર વસંતતિલકા |
| ૭ | एतत्पयोधर | | | તુચ્છ ગાથા.. |
| ૮ | कान्ते कत्यापि | ૧૩૨ | मूल. | ઉક્તિપ્રત્યુક્તિ. |
| ૯ | किं कुर्मः | | | અર્થચિત્ર. અનુષ્ટુભ. |
| ૧૦ | किंचिन्मुद्रित | ૧૧૮ | रु. | વર્ષાવર્ણન. **सुभा.** માં નામરહિત. |
| ૧૧ | कैशैः केसर | | | કેવળ અર્થચિત્ર. |
| ૧૨ | कोपस्त्वया | ૧૩૩ | मूल. | કેવળ અર્થચિત્ર. વસંતતિલકા. |
| ૧૩ | क्षीणांशुःशश | | | ,, ,, |
| ૧૪ | ग्रामेऽस्मिन् | ૧૩૧ | मूल. | सुभा. માં નામરહિત. |
| ૧૫ | तन्वी शरत् | ૧૩૫ | मूल. | કેવળ અર્થચિત્ર વસંતતિલકા. |

† જુઓ **औचित्यविचारचर्चा** અને **सुभाषितावलि**.

| | | | | |
|---|---|---|---|---|
| ૧૬ | दासे कृतासि | | | વસંતતિલકા. |
| ૧૭ | देवेन प्रथमं | | | કેવળ અર્થચિત્ર. |
| ૧૮ | नीत्वोच्चैर्वि | ૧૧૯ | रु. | હેમંતવર્ણન. |
| ૧૯ | पीतो यतः | ૧૩૦ | रु. | અર્જુનવર્મા પ્રક્ષિપ્ત ગણે છે. વેમ ભૂપાલ નથી આપતો. સુભા. માં નામરહિત. વસંતતિલકા. |
| ૨૦ | प्रयच्छाहारं | ૧૧૭ | रु. | दृश्यत्योर्निशि० (અ.શ.૧૨૩)વડેગતાર્થ |
| ૨૧ | मन्दं मुद्रित | ૧૨૬ | रु. | અર્જુનવર્મા પ્રક્ષિપ્ત ગણે છે. વેમ ભૂપાલ નથી આપતો. |
| ૨૨ | मा गर्वमुद्वह | | | વસંતતિલકા. |
| ૨૩ | मुग्धे | | | વૃત્ત બેસતું નથી. ખંડિત. |
| ૨૪ | रामाणां रस | ૧૨૩ | रु. | વસંતવાયુવર્ણન. |
| ૨૫ | ललनालोल | ૧૨૧ | रु. | શરદ્રાત્રિવાયુવર્ણન. સુભા. માં નામ રહિત. અનુષ્ટુભ. |
| ૨૬ | चरमसौ | ૧૨૫ | रु. | સુભા નેશા પ.માં.નામરહિત.દ્રુતવિલંબિત |
| ૨૭ | वान्ति कह्लार | ૧૨૨ | रु. | શરદ્વાયુવર્ણન. અનુષ્ટુભ. |
| ૨૮ | शठान्यस्याः | ૧૦૯ | शृ. | અર્જુનવર્મા एकस्मिन् शयने वि० (અ.શ. ૧૪૫) ઉપરની ટીકામાં શઠના દૃષ્ટાંત તરીકે આપે છે. |
| ૨૯ | अस्त्वाकस्मात् | ૧૨૯ | रु. | અર્જુનવર્મા પ્રક્ષિપ્ત ગણે છે. વેમ ભૂપાલ નથી આપતો. |
| ૩૦ | सालक्तकं | ૧૨૮ | रु. | અર્જુનવર્મા પ્રક્ષિપ્ત ગણે છે. વેમ ભૂપાલ નથી આપતો વસંતતિલકા. |
| ૩૧ | सुभ्रूणां | | | કેવળ અર્થચિત્ર. ખંડિત. |
| ૩૨ | स्मर्तव्या वय | | | પ્રશ્નોત્તરાત્મક રચના. |
| ૩૩ | स्त्रिग्धं केन | ૧૧૩ | शृ. | કુંકુમ(=કેસર)નો નિર્દેશ છે. પ્રશ્નોત્તરાત્મક રચના છે. |
| ૩૪ | हरिहर | | | કેવળ અર્થચિત્ર પુષ્પિતાગ્રા.મંગલશ્લોક. |
| ૩૫ | हारोऽयं | ૧૩૮ | मूल | કેવળ અર્થચિત્ર. અનુષ્ટુભ, |

આ પત્રકમાંના શ્લોક ૨,૭,૯,૧૧,૧૩,૧૬,૧૭,૨૨,૨૩,૩૨,૩૩ ને ૩૫ Richard Simon ના अमरुशतकમાં નોંધેલા છે. તે પૈકી શ્લોક ૭,૧૭,૨૩ ને ૩૧ ટીકા ઉપરથી ઉપજાવવાના છે. એમાંના પહેલા બેનો ઉદ્ધાર નીચે મુજબ છેઃ एतत् पयोधरयुगं हरिणाक्षि पतत्यह तु तिष्ठामि। अनुरागवानतितमां दुःखं मुग्धे मुधा वहसि ॥ देवेन प्रथमं जितोऽसि शशभृल्लेखावताऽनन्तरं बुद्धेनोद्धतबोधिना परतरं पान्थेन कान्तेन मे। तांस्त्यक्त्वा किमु हंसि मामति कृशां बालानाथां स्त्रियं धिक् त्वां धिक् तव पौरुषं धिगुदयं धिक् कार्मुकं धिक् शरान्॥ બીજાનો ઉદ્ધાર થઈ શકતો નથી.

